# પ્રકાશકનું નિવેદન

મરાઠી સાહિત્ય તથા પ્રજામા વેદ કે અમૃત સમાન ગણાતી વાણીમાથી પ્રસાદ રૂપે અમુક અંશ ગુજરાતી વાચકો પાસે આ પુસ્તક મૂકે છે શ્રી કિશોરલાલભાઈએ આ પસંદગી કરી તેનો સમશ્લોકી ગુજરાતી અનુવાદ પણ કરેલો તે પણ સાથે આપ્યો છે. તેમાંના ૫૯ અભગો અગાઉ 'શિક્ષણ અને સાહિત્ય' માં બહાર પડ્યા હતા બીજા કેટલાકનો અપ્રગટ અનુવાદ તેમનાં પત્ની શ્રી. ગોમતીબહેન પાસેથી મળ્યો છે એમ ૧૨૦ અભંગોનો આ સંગ્રહ થાય છે.

આ કામ શ્રી કિશોરલાલભાઈએ ૧૯૩૦–૧ના તેમના જેલ-નિવાસ દરમિયાન કર્યું હતુ તે આટલે વરસે 'શ્રી રાજચંદ્ર જયંતી માળા'માં પ્રગટ થાય છે, એ સૌને માટે આનદની વાત છે શ્રી. નાથજીએ સમય કાઢીને પ્રસ્તાવના લખી આપી અને પરિશિષ્ટમા બીજા કેટલાક અભગો ટાંકી સત તુકારામનું જીવનચરિત આલેખ્યુ છે

આનુ સપાદન શ્રી મુકુલભાઈએ કર્યું છે ને સતની જીવનકથા શરૂમા ઉમેરી છે આમ બધી રીતે જોતા આ ચોપડી સત તુકારામની વાણીનો આસ્વાદ ગુજરાતી વાચકને આપશે, એ શ્રદ્ધાથી આ પુસ્તક બહાર પાડવામા આવે છે મૂળ મરાઠી પણ આપ્યુ છે તે અભ્યાસીઓને ગમશે એમ માનુ છુ આ હૃદયગમ વાણીનું પુસ્તક તૈયાર કરી આપવા માટે જેમણે મદદ કરી છે તે સૌનો આભાર માનુ છુ

૧૫–૮–'૫૬

# અનુક્રમણિકા

# સંત તુકારામ

पवित्र तें कुळ पावन तो देश।
जेथें हरिचे दास जन्म घेती॥

'પવિત્ર તે કુળ, પાવન તે દેશ,
જ્યાં હરિના દાસ ધરે જન્મ.'

મહારાષ્ટ્રના સુવિખ્યાત સંત તુકારામનો જન્મ પૂના શહેરથી થોડે દૂર ઇંદ્રાયણી નદીને કિનારે આવેલા દેહૂ ગામમાં ઈ સ ૧૫૯૮ના અરસામાં થયો હતો. તેમના પિતાશ્રીનુ નામ બોલાજી કે બોલ્હોબા હતું અને તેમનાં માતુશ્રીનુ નામ કનકાઈ કે કનકાબાઈ હતુ.

તુકારામનું કુટુંબ સુખી, આબાદ અને આબરૂદાર હતુ. દેહૂ ગામમાં તેમના કુટુંબની સારી પ્રતિષ્ઠા હતી.

સંત તુકારામ શ્રીવિઠ્ઠલ પ્રત્યેના તેમના ઉત્કટ ભક્તિભાવથી જાણીતા થયા છે. પરંતુ તેમનું કુટુંબ પણ ભક્તિભાવ માટે દેહૂ ગામમા જાણીતુ હતુ. તેમના કુટુંબમાં વિઠ્ઠલભક્તિ વંશપરંપરાથી ચાલી આવી હતી.

સંત તુકારામના આઠમી પેઢીના પૂર્વજ વિશ્વંભર બુવા શ્રીવિઠ્ઠલના અનન્ય ભક્ત હતા તે સાધુસંતોનો તેમ જ અતિથિઓનો આદરપૂર્વક સત્કાર કરતા. ભજનકીર્તનમા પણ તેમને ખૂબ રસ હતો.

આ જોઈને વિશ્વંભર બુવાના માતુશ્રીએ તેમને એક વાર કહ્યુ "દીકરા, તારા બાપદાદાઓ પંઢરીની વારી[1] નિયમિત કરતા આવ્યા છે. તું પણ આ નિયમને ન છોડે તો તારુ સદા કલ્યાણ થશે "

વિશ્વંભર બુવાએ પોતાની માતાનુ આ વચન માન્ય કર્યું અને તે દર એકાદશીએ પંઢરપુર જવા લાગ્યા ત્યા શ્રીવિઠોબા-રખુમાઈના

---

૧. યાત્રા.

દર્શન કરી તે બારે દેગે ઘેર આવતા. એક વર્ષ તેમણે આઠ મહિનામાં પંઢરપુરની ગોળ વારી કરી. ત્યાર બાદ એક રાતે તેમને સ્વપ્ન આવ્યું. સ્વપ્નમાં વિઠ્ઠલે આવીને તેમને કહ્યું કે, 'તારે હવે પંઢરપુર આવવાની જરૂર નથી. હું જાતે જ તારે ઘેર આવીને રહીશ.'

સ્વપ્નમાં સૂચવ્યા મુજબ વિશ્વંભર બુવા વહેલી સવારે ગામના કેટલાક લોકોને લઈને દેહૂની પાસે આવેલા આમ્રવનમાં ગયા. ત્યાં એક સ્થાને તુળસીપત્ર વગેરે પૂજાદ્રવ્યો જમીન પર પડેલાં જોયાં તેમણે એ જગ્યાએ ખોદકામ કર્યું; એટલે જમીનમાંથી વિઠ્ઠલ-રખુમાઈની મૂર્તિ હાથ લાગી. વિશ્વંભર બુવા તેમ જ તેમની સાથે આવેલા લોકો આ જોઈને રાજી રાજી થઈ ગયા. વિશ્વંભર બુવા તે મૂર્તિને દેહૂ લઈ આવ્યા અને પોતાના ઘરની પાસે ઈંદ્રાયણીના કિનારા પર તેમણે તેની પ્રતિષ્ઠા કરી. ત્યારથી એ મૂર્તિ હજુય દેહૂ ગામમાં છે.

આમ, પૂર્વજ વિશ્વંભર બુવાના વખતથી પંઢરીની યાત્રા અને અને વિઠ્ઠલ-રખુમાઈની ભક્તિ કુટુંબનો રિવાજ જ બની ગયાં હતાં એટલે જ તુકારામે ગાયું છે કે, 'विठ्ठल कुळींचे दैवत' — વિઠ્ઠલ અમારા કુળદેવતા છે, અને 'पंढरीची वारी आहे माझे घरीं।' — પંઢરીની યાત્રા કરવાનો નિયમ મારા ઘરમાં ચાલ્યો આવે છે.

તુકારામના માતાપિતા પણ વિઠ્ઠલનાં પરમ ભક્ત હતા. વિઠ્ઠલની પ્રેમથી અને ભાવપૂર્વક પૂજા કરવી તથા દાનધર્મ કરવા, એ તેઓને ખૂબ જ ગમતું. તુકારામના પિતાએ પંઢરપુરની આષાઢી-કાર્તિકી વારી સતત ચાળીસ વર્ષ સુધી કરી હતી. વળી તેમની એવી શાખ હતી કે, તે સંસાર-વ્યવહાર ચલાવતા કદી જૂઠું બોલતા નહીં. માતુશ્રી પણ ખૂબ જ ભગવત્પરાયણ હતા. તુકારામના જન્મ પહેલાં કનકાબાઈને વૈરાગ્યની લગની લાગી હતી. તે ઘણી વાર એકાંતમાં બેસતા, કોઈની પણ સાથે વધારે બોલતા નહિ અને સંસાર-વહેવાર તરફ બહુ ધ્યાન પણ આપતા ન હતા. વળી તે દિવસોમાં કનકાઈને સંત નામદેવના

અભંગો સાંભળવાનું ખૂબ જ ગમતું. ઘણી વાર તે હરિકીર્તન સાંભળતી વેળાએ અથવા મંદિરમાં વિઠોબા–રખુમાઈ તરફ મીટ માંડીને બેઠાં હોય ત્યારે કલાકો સુધી ધ્યાનસ્થ અવસ્થામાં આવી જતાં. માતાપિતાના આવા ભક્તિપરાયણ જીવનની અસર તુકારામ પર બાળપણથી પડી હતી.

બાળક તુકારામને હુતુતુ વગેરે રમતો રમવી ગમતી. પણ તેમની સૌથી પ્રિય રમત તો માટીનાં વિઠ્ઠલ-રખુમાઈ બનાવી તેમની પૂજા કરવી એ હતી. પોતાના બાલમિત્રોને ભેગા કરી ભજનો ગાવાં અને ભજનનો કાર્યક્રમ પૂરો થાય એટલે સૌને પ્રસાદ વહેંચવો, એમાં તેમને ખૂબ મજા પડતી. તુકારામની શ્રીવિઠ્ઠલ માટેની આવી ભક્તિ જોઈને તેમનાં માતાપિતાને આનંદ થતો. વળી ઘેર આવેલા સાધુસંતોની સેવા-ચાકરી કરવી, બારણે કોઈ ભિખારી આવી ચડે તો તેને ભિક્ષામાં કંઈક આપવું તેમ જ પોતાને કશું ખાવાનું આપવામાં આવે તો પોતાના મિત્રોમાં વહેંચીને ખાવું એવું એવુ કરવામાં તુકારામને નાની વયમાં રસ પડતો.

તુકારામ વિદ્યાર્થી તરીકે પણ હોશિયાર હતા. ભણવાની બાબતમાં તેમને ખૂબ જ ખંત હતી. ગુરુજી પ્રત્યે પણ તેમને અત્યંત આદર હતો. તેથી તે ગુરુજીના પ્રિય થઈ પડ્યા હતા. તુકારામમાં સારા સંસ્કારો અને સદ્‌ગુણો જોઈને ગુરુજીએ એક વાર કહ્યું હતું, 'મોટપણમાં આ તુકો મોટો પંડિત થવાનો છે.'

બાર વર્ષની વયે તુકારામનાં લગ્ન થયાં હતાં. તેમની પત્નીનું નામ રખુમાઈ હતું. રખુમાઈ બહુ શાંત અને સરળ સ્વભાવની હતી. પરંતુ બેએક વર્ષમાં તેને દમનો રોગ લાગુ પડ્યો અને તે સાજી થાય કે કેમ એની બધાંને શંકા ગઈ. એટલે તુકારામનાં માતાપિતાએ તુકારામનું બીજું લગ્ન કર્યું. તેમની બીજી પત્નીનું નામ જિજાઈ હતું. તે પતિપરાયણ હતી, પરંતુ બહુ જ ઉગ્ર સ્વભાવની હતી તેથી તુકા-રામને ઘણી વાર સહન કરવું પડ્યું હતું.

સંત તુકારામને બે ભાઈઓ અને એક બહેન હતાં. એમના મોટાભાઈ સાવજીને નાનપણથી જ સંસાર પ્રત્યે વિરક્ત ભાવ પ્રગટયો હતો. તુકારામનાં બીજાં લગ્ન પછી તેમના પિતા બોલ્હાજીને લાગવા માંડ્યું કે, 'હવે ઘડપણ આવ્યું. માટે ઘરકારભાર છોકરાઓને સોંપી દઈ મનને પ્રભુભક્તિમાં પરોવવું જોઈએ.' એમ વિચાર કરીને તેમણે તેમના મોટા પુત્ર સાવજીને બોલાવીને એ વિષે વાત કરી. એ સાંભળીને સાવજીએ કહ્યું : "બાબા, મને આ સંસારની જંજાળમાં ન ફસાવો. હું તો હવે તીર્થયાત્રાએ જવા માગું છું. આ તો તમે હયાત છો એટલે ઘરસંસાર છોડીને જવાતુ નથી. મને આશીર્વાદ આપો કે આ શરીર કૃતાર્થ થાય."

બોલ્હાજીએ સાવજીને ખૂબ ખૂબ સમજાવ્યો પરંતુ તે એકનો બે ન થયો. એટલે છેવટે હારીને બોલ્હાજીએ ઘરનો સઘળો ભાર સાવજીથી નાના તુકારામના માથે નાખ્યો. તે વખતે તુકારામની ઉંમર તેર વર્ષની જ હતી. એટલી નાની ઉંમરે ઘરડા માબાપ તેમ જ આખા કુટુંબનો ભાર તુકારામ ઉપર આવી પડ્યો. તેમને પિતાના વેપારમાં જોડાવું પડ્યું ધીમે ધીમે તેમણે બધું કામ સંભાળી લીધું

તુકારામને કુશળતાથી વેપારરોજગાર કરતા જોઈને પિતાએ ખુશ થઈ તેમને શિખામણ આપતાં કહ્યું : "દીકરા, લેણદેણ અને બધું કામકાજ એવી કુશળતાથી તપાસ્યા કરવું જોઈએ કે નફોનુકસાન હંમેશા નજર સામે રહે અને એવા જ કામ કરવાં કે જેમાં અંતે આપણને લાભ થાય"

પિતાશ્રીનાં આ વચનનો ચીજો જ મર્મ સંત તુકારામના ભક્તિપૂર્ણ હૃદયમાં ઉદ્દભવ્યો તેમને થયું કે, 'સંસારમાં જે કંઈ લાભ છે તે લાલચ છે અને દુન્યવી સંપત્તિ છે તે નુકસાન છે, આ લાભહાનિને ધ્યાનમાં રાખીને શ્રીહરિપદરૂપ પરમ લાભ પ્રાપ્ત કરી લેવો' તેમણે ગંભીર ભાવે પિતાશ્રીને કહ્યું : "બાબા, હું એ પ્રમાણે જ કરીશ"

ચારેક વર્ષ ઘરકારભાર બરોબર ચાલ્યો. પરંતુ થોડા વખતમાં જ તેમનાં માતાપિતાનું અવસાન થયું. માબાપના અવસાનનું દુઃખ હજુ હળવું ન થયું ત્યાં તો મોટાભાઈ સાવજીની પત્ની પણ ગુજરી ગઈ. એટલે સાવજી સંન્યાસી બનીને ચાલ્યો ગયો. આથી આખા કુટુંબની જવાબદારી તુકારામ પર આવી પડી. આ વખતે તુકારામની ઉંમર સત્તર વર્ષની જ હતી. સ્વજનોના અવસાનથી અને મોટાભાઈના ગૃહત્યાગથી તુકારામને સંસારનો ભાર અસહ્ય જણાવા લાગ્યો.

સંત તુકારામ બહુ ઉદાર દિલના અને પ્રામાણિક હતા. તેમની આ ઉદારતાનો ઘરાક અને બીજા વેપારી લોકોએ ખોટો લાભ ઉઠાવ્યો. તેથી વેપારમાં ખોટ આવી. પિતાજીની બધી મિલકત એમાં ખલાસ થઈ ગઈ. પછી તુકારામે એક નાની દુકાન કાઢી અને "વિઠ્ઠલ, વિઠ્ઠલ" એવું સ્મરણ કરતા તે ત્યાં બેસવા લાગ્યા. પરંતુ એમાં પણ તે બહુ ફાવ્યા નહિ. જિજાઈ પણ તેમને આથી વારે વારે પજવવા લાગી. લોકો પણ તેમની ઠેકડી ઉડાવવા લાગ્યા. ઘેર ચાર બળદ હતા તેમાંના ત્રણ બળદ કોઈ રોગથી એકાએક મરણ પામ્યા. એક વખત તુકારામે સાહસ ખેડીને મરચાં ખરીદ્યાં અને એ વેચવા માટે કોથળા ભરીને તે કોંકણ ગયા. ત્યાં રસ્તામાં ઠગોએ તેમના ભોળપણનો દુરુપયોગ કરી તેમને ઠગ્યા!

વળી એક વાર જિજાઈએ તેમને બસો રૂપિયા ઉછીના અપાવ્યા. તેનું મીઠું ખરીદી તુકારામ ગામ બહાર કોઈ બીજે સ્થળે વેચવા ગયા અને મીઠું વેચીને અઢીસો રૂપિયા લઈ ઘેર પાછા આવતા હતા; ત્યાં તો રસ્તામાં એક દરિદ્ર બ્રાહ્મણ સાથે તેમનો ભેટો થઈ ગયો. બ્રાહ્મણે ખૂબ દીન બનીને પોતાની કથની તેમને કહી સંભળાવી. આથી ગળગળા બનીને સંત તુકારામે તેને બધા રૂપિયા આપી દીધા.

આમ, તે સંસારવ્યવહારમાં નિષ્ફળ નીવડવા લાગ્યા. અધૂરામાં પૂરું તે વખતે મહારાષ્ટ્રમાં ભારે દુકાળ પડ્યો. એમાં તુકારામની પહેલી પત્ની રખુમાઈ બીચારી અન્ન વિના ટળવળતી મરણ પામી!

પાછલી રાતે તે થોડું સૂઈ લેતા. વળી તે વારકરીઓનો[1] પણ સત્સંગ કરવા લાગ્યા. વારકરીઓના સત્સંગથી પંઢરીની વારી, એકાદશી વ્રત, અહોરાત્ર જાગરણ, ભજનકીર્તન અને નામસ્મરણ, હરિ-કીર્તનમાં હમેશાં લાગ્યા રહેવું, પુરાણ વગેરેના શ્રવણનો અવસર જવા ન દેવો, કોઈ ભજન કે કીર્તન કરતા હોય તો ભાવથી ચિત્તને શુદ્ધ કરી તેની પાછળ ઊભા રહેવું, ધ્રુવપદ ગાવું, ધીરે ધીરે હાથમાં તંબુરો લઈને પોતે કીર્તન કરવું વગેરે સત્પ્રવૃત્તિઓમાં તુકારામ રમમાણ રહેવા લાગ્યા. વળી સંત તુકારામે ધ્યાનપૂર્વક ખૂબ ભક્તિભાવથી તથા આત્મોન્નતિકર વૃત્તિથી ગીતા, ભાગવત, કેટલાંક પુરાણો, ભર્તૃહરિનાં શતક, મહિમ્નાદિ સ્તોત્રો વગેરે સંસ્કૃત ગ્રંથો તથા જ્ઞાનેશ્વરી, નાથ – ભાગવત, નામદેવના અભંગો વગેરે મરાઠી ગ્રંથો તેમ જ કબીરાદિ ભક્તોનાં પદો વગેરેનો ઊંડો અભ્યાસ પણ કરવા માંડ્યો હતો. આ સૌ સદ્ગ્રંથોની અસર તેમના અભંગો પર સહેજે દેખાઈ આવે છે.

આમ, સંત તુકારામે પોતાનું જીવન પ્રભુમય બનાવવા શક્ય એટલા બધા પ્રયત્નો કર્યા. પરંતુ હજી તેમને કોઈ ગુરુનો ભેગ થયો ન હતો. એમ કહેવાય છે કે, એક વાર તુકારામને સ્વપ્નમાં બાબા ચૈતન્યે ગુરુમંત્ર આપ્યો. ત્યારથી તુકારામ 'રામકૃષ્ણ હરિ'નો જપ કરવા લાગ્યા. તેથી કરીને તેમને ઘણી શાંતિ મળવા લાગી. વળી એક દિવસ સંત તુકારામને શ્રીવિઠ્ઠલ અને નામદેવ મહારાજ સ્વપ્નમાં દેખાયા. તુકારામને તેઓએ એવી આજ્ઞા કરી કે "હવે તું અભંગો લખતો જા. તને જે વાણી મળી છે તે ફોગટ જવા ન દઈશ. અમારી તારા ઉપર પૂરેપૂરી કૃપા છે." અને તે વખતથી તુકારામ અભંગો લખવા લાગ્યા.

---

[1] વારકરી સંપ્રદાય મહારાષ્ટ્રના ભાગવતધર્મનું જ બીજું જ નામ છે. એ લોકો વારી–યાત્રા કરતા હોવાથી એ લોકોનું નામ પણ 'વારી' ઉપરથી 'વારકરી' પડ્યું છે. આ સંપ્રદાય શ્રી જ્ઞાનેશ્વર મહારાજથી પણ પહેલાંના વખતથી, ઘણા પ્રાચીન સમયથી ચાલ્યો આવ્યો છે. પરંતુ એ સંપ્રદાયના મુખ્ય પ્રચારકોમાં જ્ઞાનેશ્વર, નામદેવ, એકનાથ અને તુકારામ ગણાય છે.

સંત તુકારામમાં પરોપકારની વૃત્તિ પણ એવી જ પ્રબળ હતી. 'परोपकाराय सतां विभूतयः' એ ઉક્તિમાં દર્શાવાયેલું સત્ય બીજા સંતોની પેઠે તુકારામના જીવનમાં પણ જોવા મળે છે. રસ્તે ચાલતા કોઈ વટેમાર્ગુ માથે ભાર લઈને જતો મળે તો તે તેનો બોજો ઉપાડી લેતા અને થોડી વાર તેને વિશ્રાંતિ આપતા, વરસાદમાં કોઈ ભીંજાઈ ગયેલું મળે, તો તેને પહેરવા–ઓઢવાનું વસ્ત્ર આપતા, જાત્રાએ નીકળ્યા હોય, ત્યારે ચાલતા ચાલતા કોઈ જાત્રાળુના પગ ચાલી કે સૂજી જાય, તો તે પગ દાબી આપતા અથવા ગરમ પાણી કરી શેક કરતા, કોઈ જાત્રાળુ બિમાર પડી ગયો હોય, તો તેની સેવાચાકરી કરતા અને જરૂર જણાય તો ઘેર પહોંચાડી આવતા. કોઈ દુર્બળ ગાય, બળદ કે બીજું કોઈ જાનવર જોવા મળે, તો તેને દાણોપાણી ખવડાવતા, નદીએથી કોઈ પાણી ભરીને આવતા જો થાકેલું કે માંદું દેખાય તો તેનું બેડું પોતે ઉપાડી લેતા, કોઈ ઘરડાં આડોશીપાડોશી કશી ચીજ મંગાવે, તો તરત લાવી આપતા. કોઈ વખતે આવા પરોપકારના કામમાં તે પોતાના ઘરનો પણ ખ્યાલ કરવાનું ભૂલી જતા એવો એક પ્રસંગ જાણવા જેવો છે. આમ તો તુકારામના ઘરની આર્થિક સ્થિતિ સારી તો નહોતી. જિજાઈ પાસે પણ સાજાસમાં પૂરતાં વસ્ત્ર નહોતાં. કયું લૂગડું પહેરવું એની જ એને ચિંતા રોજ થતી. આવી દશામાં પણ એક વાર સંત તુકારામ ઘર બહાર બેઠા બેઠા ભજન કરતા હતા, ત્યારે એક ગરીબ હરિજનબાઈ ભીખ માગતી કરગરતી ત્યાં આવીને ઊભી. તે બાઈની સાડી સાવ ચીથરેહાલ હતી, આ જોઈને તુકારામનું હૃદય દયાથી ભીનું થઈ ગયું. તે વખતે જિજાઈની એક સાડી બહાર સૂકવવા નાખી હતી. તુકારામનું ધ્યાન એ ઉપર પડ્યું, તેમણે તરત જ એ સાડી પેલી ગરીબ બાઈને આપી દીધી!

સંત તુકારામ ભજનકીર્તન દ્વારા પણ લોકોને સન્માર્ગે વાળવા પ્રયત્ન કરતા. વળી 'पराविया नारी माउली समान' — પરસ્ત્રી જેને માત રે' એ વૈષ્ણવનું લક્ષણ પણ તુકારામના જીવન સાથે ઓતપ્રોત હતું. એક

વાર એક જુવાન રૂપવતી સ્ત્રી ગોહવશ થઈ એમની પાસે આવી હતી એ કામાસક્ત બાઈનું આવું અવિચારી વર્તન જોઈને સંત તુકારામે દુઃખી અવાજે તેને કહ્યું : "માઈ, મારે મન તું મારી માતા સમાન છે નારું આવું અનીતિમય વર્તન તને જરાય શોભતું નથી ભગવાને તને જે રૂપ આપ્યું છે તે શું બીજાને આમ ખોટે માર્ગે લઈ જવા માટે? માઈ, તારા આ સુંદર શરીરનું અભિમાન વીસરી જઈ શ્રીવિઠ્ઠલની ભક્તિ કરીશ, તો આ સુંદર દેહ વધુ સારી રીતે દીપી ઊઠશે " તુકારામના આ ઉપદેશથી પેલી બાઈ સન્માર્ગે વળી

આમ, અભંગો રચના, ભજન કીર્તન દ્વારા અને પ્રત્યક્ષ વર્તન દ્વારા લોકોને સદુપદેશ કરવો, જનસેવા કરવી એ જ સંત તુકારામનું કાર્ય થઈ પડ્યું પરંતુ સાથોસાથ બીજા સંતોના જીવનમાં બન્યું છે એમ, તુકારામને દ્વેષીના લોકો તરફથી કનડગત થવા લાગી

દેહૂ ગામમાં શ્રીવિઠ્ઠન મંદિરને અડીને જ મંબાજી નામના ગોસાઈનું મકાન હતું તે સંત તુકારામની વધતી જતી ખ્યાતિ જોઈને મનમાં ખૂબ જ સમસમી જતો ગામલોકોને મનમાં ઓછું ન લાગે અને પોતાનું ભૂરું ન દેખાય એ માટે કમને પણ તુકારામનું કીર્તન સાંભળવા તે મંદિરે જતો તુકારામને એના મનની વાત સમજાઈ હતી તોયે તે તો મંબાજી પર પ્રેમભાવ જ રાખતા જો કોઈ વાર મંબાજીને આવતાં મોડું થાય, તો તુકારામ કીર્તન શરૂ કરવામાં વિલંબ કરતા અને કોઈ વાર તેને બોલાવવા માણસને પણ મોકલતા પરંતુ એની અસર મંબાજી પર જરાય પડતી નહીં તે તો તુકારામ પર વધારે ને વધારે દ્વેષભાવ જ વધારતો ગયો તથા ક્યારે લાગ મળે અને તુકારામને સીધોદોર કરી મૂકું એની જ તે રાહ જોતો હતો

એક વાર શ્રીવિઠ્ઠલ મંદિરને પરિક્રમા કરવાનો પર્વ હતો મંબાજીએ પોતાના મકાન અને મંદિરની વચ્ચેના ભાગમાં ફૂલછોડ રોપી નાનો બગીચો બનાવ્યો હતો એ ફૂલછોડનું રક્ષણ કરવા માટે તેણે કાંટાની ફરતી વાડ બનાવી હતી સંત તુકારામને થયું કે, લોકો પરિ

રમાં આ રસ્તે થઈને ફરે તો આસપાસ પડેલા કાંટા તેમને પગમાં ભોંકાને તેથી તે કાંટાને વીણીને એકઠા કરતા હતા આ જોઈને મરાઠાને લાગ્યું કે, વટવાળ કરવાનો આ ઠીક લાગ છે એટલે તે તરત જ ત્યાં જઈને વાડને નુકસાન કરવાનું બહાનું કાઢીને તુકારામને કાંટાળી વાડના ઝાંખરા વડે મારવા લાગ્યો સાથોસાથ તુકારામને અનેક ગાળ પણ તે દેતો હતો મારતા મારતા તુકારામને અધમૂઆ જેવા કરી મૂક્યા સંત તુકારામ તો આ બધું શાંતિથી સહન કર્યે જતા હતા તેમણે મોંએથી એક શબ્દ પણ ન ઉચ્ચાર્યો તે મૌન સેવીને પોતાને ઘેર ગયા

એ દિવસે સાંજે મંદિરમાં કીર્તન હતું સંત તુકારામ કીર્તન સમયે ત્યાં વખતસર પહોંચી ગયા પરંતુ મરાઠાને હજી આવેલા ન જોઈને તેને તેડવા તે પોતે તેને ઘેર ગયા તે વખતે મરાઠાની તબિયત અચાનક બગડી ગઈ હતી તુકારામે તેને પથારીમાં પડેલા જોઈને તેના પગ આગળ બેસી જઈને તેના પગ દાબતા દાબતા દીન સ્વરે કહ્યું "દોષ તો મારો જ છે મેં તમારી વાડને નુકસાન થાય એવું ન કર્યું હોત, તો તમને પણ ગુસ્સો ન આવત મને બહુ દુઃખ થાય છે કે આપના હાથ અને મોંને મારે લીધે તસ્દી પડી." આમ કહેતા તુકારામની આંખમાંથી આંસુ વહેવા લાગ્યા

સંત તુકારામનું આવું સૌજન્ય જોઈને મરાઠાનું હૃદય પીગળ્યું તેને પોતાના દુષ્કૃત્ય માટે પસ્તાવો થયો, તે શરમાઈ ગયો તે તરત જ પોતાનું શારીરિક દુઃખ ભૂલી ગયો અને તુકારામની સાથે કીર્તનમાં ગયો

આ પ્રસંગ કરતાં પણ રામેશ્વર ભટ્ટ સાથેનો તેમનો પ્રસંગ વધારે જાણીતો છે પૂનાની પાસે વાઘોલી નામે ગામમાં રામેશ્વર ભટ્ટ નામનો મોટો પંડિત રહેતો હતો સંત તુકારામની કીર્તિ બધે ફેલાયેલી જોઈને તે ઈર્ષાથી બળી મરવા લાગ્યો તેણે તુકારામને તરત જ પોતાની પાસે બોલાવ્યા તુકારામ મહારાજ તો બહુ સરળ હૃદયના

હતા રામેશ્વર ભટ્ટ જેવા વિદ્વાન માણુમ મળના બોનાવે અને તુકારામ ન જાય, એ બને જ કી રીતે? એટલે ભટ્ટજીને મળવા તુકારામ વાઘોલી ગયા

રામેશ્વર ભટ્ટે તોછડાઈથી કહ્યુ "અલ્યા તુકા, તુ વેદની વાતો કરી લોકોને ઊંધે રસ્તે લઈ જાય છે તુ જન્મે શૂદ્ર છે વેદ અને ધર્મની વાતો કરવાનો તને શો અધિકાર છે? માટે આજથી તું અભંગો લખવાનુ છોડી દે સમજ્યો કે?"

સત તુકારામ હાથ જોડીને નમસ્કાર કરીને બોલ્યા ' મહારાજ, હું તો શ્રી પાડરગની આજ્ઞાથી જ અભગો લખતો હતો પણ જ્યારે આપ આજ્ઞા કરો છો, ત્યારે હવે આજથી હું અભંગો નહી લખુ પણ આજ લગી જે અભગો લખ્યા છે તેનુ શુ કરુ?'

રામેશ્વરે જવાબ આપ્યો ' તે બધા તુ ઇંદ્રાયણીમા ડુબાડી દે!"

સત તુકારામ એ સાંભળી ભારે હૈયે ઘેર આવ્યા પછી બધા અભગો ભેગા કરી, એક કપડામા વીટાળી તેના ઉપર મોટા પથરો બાધી તેમણે તે અભગોને ઇંદ્રાયણીમા પધરાવી દીધા પછી તુકારામને થયુ, શ્રીવિટ્ઠલની ઇચ્છા આ રીતે ભજનકીર્તન કરાવવાની નથી, તો પછી જીવીને કરવુયે શુ? એટલે તુકારામ અન્ન અને પાણીનો ત્યાગ કરી શ્રીવિટ્ઠલના મદિર સામે ભગવાનનુ નામ જપતા બેસા

આમ, તેર દિવસ પસાર થઈ ગયા ચૌદમે દિવસે સવારે એક ભક્તે આવીને તુકારામને કહ્યુ અરે મહારાજ, ચાલો, ચાલો, આપના અભગોની પોથી ઇંદ્રાયણીના પાણી ઉપર તરે છે।'

સત તુકારામ સફાળા બેઠા થઈ ગયા અને ભગવાનનુ નામ જપતા આનદ પામતા દોડ્યા ઇંદ્રાયણીના પાણી ઉપર પોથીને તરતી જોઈને તે ઘેલા જેવા બની ગયા અને ખૂબ આનદથી તેમણે પોથી પાછી ઉપાડી લીધી આ તરફ રામેશ્વર મહારાજને પણ પસ્તાવો થવા લાગ્યો અને છેવટે તે તુકારામના શિષ્ય બન્યા

લોકોમાં સંત તુકારામની કીર્તિ દિવસે દિવસે વધતી જતી હતી તે સાંભળી છત્રપતિ શિવાજી મહારાજે એક વાર ઘોડા, પાલખી, નજરાણાં વગેરે સાથે પોતાના માણસને મોકલી તુકારામને પોતાને ત્યા પધારવાનુ નિમંત્રણ આપ્યું. સંત તુકારામે શિવાજીને નજરાણાં વગેરે પાછાં મોકલવાનાં સંદેશો મોકલ્યો· "શિવબા, મારે તમારી પાસે આવીને શું માગવું છે! ઈશ્વરભક્તિમા મારો એટલો વખત નકામો જાગશે મારે મન સોનુ અને માટી બંને સરખાં છે. હું તો રાજા તેમ જ કીડીમા ભગવાનનો વાસ જોઉ છુ મારે હવે જીવનમાં કંઈ આશા કે મોહ રહ્યાં નથી શ્રીવિઠ્ઠલની ભક્તિ સિવાય હવે મને બીજુ કાંઈ જ સૂઝતુ નથી. તમે રાજા છો; ન્યાયથી અને નીતિથી રાજ્ય કરજો, પ્રજાનુ યોગ્ય રીતે પાલન કરજો, ધર્મ ઉપર શ્રદ્ધા રાખજો, અનાથનુ રક્ષણ કરજો, અને શ્રી વિઠ્ઠલની ભક્તિ કરજો આટલું કરશો તો તે મને નજરાણુ મળ્યા બરોબર જ છે."

આ સંદેશો સાભળીને શિવાજી મહારાજનો સંત તુકારામ પ્રત્યે આદર ખૂબ વધી ગયો અને તેઓ વારે વારે તુકારામનું કીર્તન સાંભળવા જવા લાગ્યા.

ધીમે ધીમે તુકારામ મહારાજને લાગવા માંડ્યું કે, 'હવે હું વૃદ્ધ થઈ ગયો. આ જીવનનું મારુ કાર્ય હવે પૂરુ થવા આવ્યુ' વૃદ્ધાવસ્થાને લીધે નિયમ મુજબ તેમનાથી પંઢરપુરની યાત્રા પણ થઈ શકતી ન હતી એક દિવસ તેમણે ભક્તજનોને ભેગા કર્યા અને ઈશ્વરના અભંગો સંભળાવી સૌની વિદાય લીધી અને ઈ સ ૧૬૫૦ના અરસામા તેમણે શ્રીવિઠ્ઠલનુ નામ જપતાં જપતાં સમાધિ લીધી.

આમ, મહારાષ્ટ્રના એક મોટા સંત પુરુષ તુકારામે પોતાની જીવનલીલા પૂરી કરી પરન્તુ એમના અભંગો જ્યાં સુધી મરાઠી ભાષા જીવતી રહેશે ત્યાં સુધી ગવાતા રહેશે

મુકુલ કલાર્થી

# પ્રસ્તાવના

'સંત તુકારામની વાણી' એ સત તુકારામના મરાઠી અભગો પૈકી કેટલાક અભંગોનો શ્રી કિશોરલાલ મશરૂવાળાએ અભગરૂપે કરેલો અનુવાદ છે એમાના થોડા અભગો 'શિક્ષણ અને સાહિત્ય' માસિકમા ઈ સ ૧૯૩૯–૪૨ દરમિયાન પ્રસિદ્ધ થયેના હતા તે અને બીજા કેટલાક અભંગો ભેગા કરીને આ પુસ્તક તૈયાર કરેલું છે શ્રી કિશોરલાલે જ્ઞાનેશ્વરી, દાસબોધ, તુકારામની ગાથા વગેરે મરાઠી સત-સાહિત્યનો સારો અભ્યાસ કર્યો હતો તેમાયે સત તુકારામના અભંગો સત તુકારામની પોતાની તત્કાલીન હૃદયવૃત્તિનુ પ્રતિબિબ હોવાથી તેમને વધારે પ્રિય હતા બીજી ભાષાના સારા સાહિત્યનો અનુવાદ કરવાનો તેમને રસ હતો તેથી મૂળ અભગોનો અનુવાદ કરવાની તેમને ઇચ્છા થઈ હોવી જોઈએ અને જેમ જેમ અનુવાદ થતો ગયો તેમ તેમ લોકોને પણ તે ગમશે એવી સમજણથી તેઓ શિક્ષણ અને સાહિત્ય મા આપતા ગયા પુસ્તકરૂપે છાપવાના હેતુથી તેમણે આ અનુવાદ કર્યો નથી કેવળ પોતાની આધ્યાત્મિક રુચિ અને સાત્ત્વિક આનદ માટે તેમણે આ પ્રયત્ન કર્યો હતો સત તુકારામના સાહિત્યની ગુજરાતી વાચકને ઓળખાણ કરાવવાના ઉદ્દેશથી તેમણે આ કામ કર્યું નથી એમ લાગે છે એવો તેમનો ઉદ્દેશ હોત તો તે દૃષ્ટિએ અભગોની પસદગી તેમણે કરી હોત તેમની હયાતીમા આ અભગો પુસ્તકરૂપે પ્રસિદ્ધ કરવાનો પ્રસગ આવ્યો હોત તો તેમણે આમા જરૂરી ફેરફાર કર્યો હોત કેટલાક ઉત્કૃષ્ટ અભગો આમા ઉમેર્યા હોત એવી મારી ખાતરી છે પ્રસ્તુત પુસ્તકમાના આ થોડાક અભગો સત તુકારામની યથાયોગ્ય ઓળખાણ કરાવવા માટે પૂરતા થશે એવી કોઈની સમજણ ન થાય એ કારણે આ બધો ખુલાસો કર્યો છે

આ ૧૨૦ અભંગો પરથી તે મહાપુરુષની પૂર્ણ ઓળખાણ થઈ શકવાની નથી* અથવા આ પ્રસ્તાવનામાં હું કેટલાક અભંગો નમૂના રૂપે આગળ આપવાનો છુ તે પણ તેની જાતની ઓળખાણ કરાવવાને પૂરતા થશે એવું મને લાગતુ નથી. કોઈ પણ પ્રાચીન સંતની ઓળખ આપણે તેમના સાહિત્ય પરથી, તેમના જીવનચરિત્ર પરથી કરીએ છીએ મનુષ્ય જેટલો શ્રેષ્ઠ હોય છે તેટલુ જ તેનું શ્રેષ્ઠપણુ યથાયોગ્ય જાણવું કઠણ છે શ્રેષ્ઠતા જાણવાને માટે તેમના લખાણનો તન્મયતાથી અભ્યાસ કરવો પડે છે. જીવનમાના નાના મોટા પ્રસંગોની તેમની ભવ્યતા, તેમની સાત્વિકતા, ગૂઢતા, વ્યાપકતા, તેમના સદ્ગુણો અને શીલનુ થનારુ પ્રગટીકરણ વગેરે સમજવાને માટે આપણે પણ આપણું પોતાનું મન કેટલેક અંશે તે પ્રમાણે બનાવવુ પડે છે તેમના વર્તનનુ રહસ્ય સમજી લેવુ પડે છે. એકંદરે તેમનાં કાર્યોનો અને જીવનપ્રસંગોનો સૂક્ષ્મપણે અને એકરસ થઈને અભ્યાસ કરવો પડે છે. તે માટે તેમના લખાણની મૂળ ભાષાને સમજવી એ કેટલેક અંશે જરૂરી હોય છે. તત્કાલીન ધાર્મિક, રાજકીય, સામાજિક અને આર્થિક પરિસ્થિતિનું શક્ય હોય તેટલું જ્ઞાન પ્રાપ્ત કરવું આવશ્યક છે આ બધી બાબતોનો વિચાર કરતાં આ પુસ્તકના કેવળ પ્રકાશનથી એ કાર્ય થઈ શકશે એવુ આપણે કોઈએ સમજવું ન જોઈએ, એ વાત જો કે ખરી છે તોપણ આ પુસ્તકના વાચનથી થનારુ થોડ જ્ઞાન પણ નકામુ જશે નહીં. સારા શબ્દો, સારા સંસ્કારો, સારા કાર્યો ક્યારે પણ વૃથા જતાં નથી. તેના સામર્થ્ય પ્રમાણે એ પ્રક્રિયા અજ્ઞાતપણે વિશ્વમા ચાલુ જ હોય છે. એ ન્યાયે શ્રી કિશોરલાલના આ પ્રયત્નનુ પરિણામ સમાજમાં કંઈક અંશે પણ થયા વગર રહેશે નહીં.

ખરુ જોતાં સત તુકારામ જેવા મહાપુરુષનુ લખાણ, તેમનો ઉપદેશ એક ગામ, પ્રાંત કે દેશ માટે ઉપયોગી ન હોઈ સમસ્ત માનવજાતિ માટે તેનો ઉપયોગ છે માણસમાત્રનાં કલ્યાણ અને ઉન્નતિના

* સંત તુકારામના લગભગ ૪૦૮૦ જેટલા અભંગો છાપ્યા છે.

નિયમો અને ઉપાયો એમ: બતાવેલા હોય છે. જીવનમાં જે વિષયોને મહત્ત્વ આપીને તેમણે પોતાનું જીવન ખર્ચ્યું હોય છે, તે વિષયોનો સમસ્ત માનવજાતિના કલ્યાણ સાથે સબંધ હોય છે કોઈ પણ દેશના કે કોઈ પણ કાળના સત્પુરુષો સદાચાર, સદ્‌ગુણ અને શીલના આગ્રહી હોય જ છે એવું આપણને જણાઈ આવેલું છે. મનની શુદ્ધિ સાધી શકાય તો જ સદાચારનું પાલન થઈ શકે છે, આપણા સદ્‌ગુણો જાગ્રત થઈ તે વધી શકે છે. તેથી દરેક સત્પુરુષ મનની શુદ્ધિ ઉપર ભાર આપતા આવ્યા છે. અને આ બાબતો ક્યારે પણ માનવજાતિના કલ્યાણની છે ઈશ્વર, સત્ય, પાવિત્ર્ય અને સદ્‌ગુણની ઉપાસનાને જ કોઈ પણ દેશના અને કાળના સત્પુરુષ ધર્મ સમજે છે. માનવજાતિના કલ્યાણનો આધાર આ જ તત્ત્વ ઉપર છે આ દૃષ્ટિથી જોતાં બધા સત્પુરુષોના ધર્મ એક જ છે તેથી ચારિત્ર્યવાન, ઈશ્વરનિષ્ઠ અને સદ્‌ગુણસપન્ન પુરુષને ક્યારે પણ એકાદ ગામના કે પ્રાતના ન માનતા સમસ્ત જગતના આપણે માનવા જોઈએ તેમના વચનોને આખુ જગત સમજી શકે એવી જુદી જુદી ભાષાઓમા સમજાવવા જોઈએ કારણ કે એ સપત્તિ સમસ્ત માનવજાતિની છે આ દૃષ્ટિએ જોતા સત તુકારામના આ થોડાક બોધવચનો કા ન હોય, તોપણ ગુજરાતી વાચકોને તે સમજાવવાનો આ પ્રયત્ન અભિનદનીય છે

મહારાષ્ટ્રમા અનેક સત, મહતો થઈ ગયા છે. પરતુ સત તુકારામ જેટલી ખ્યાતિ તેમાના કોઈને પણ પ્રાપ્ત થઈ નથી કેટલાકોએ આધ્યાત્મિક વિષય પર મોટા ગ્રથો લખેલા છે સત તુકારામે લખેલો ગીતા ઉપરનો એક ગ્રથ હમણા જ પ્રસિદ્ધ થયો છે એમ સાભળ્યુ છે પરતુ તેમની ખ્યાતિ કોઈ પણ વિશિષ્ટ ગ્રથ ઉપરથી ન મનાતા જુદા જુદા પ્રસગોએ તેમના મુખમાંથી નીકળેલા અભગો પરથી મનાય છે. અભગ એ મરાઠી ભાષામાં ઘણા જૂના કાળથી પ્રચલિત થયેલો એક સાદો છદ છે સત તુકારામનુ લખાણ આ અભગ વૃત્તમા જ છે અભગોનો સગ્રહ તેમનો ગ્રથ

સંગ્રહ મનાય છે અને એ સંગ્રહને લીધે જ તેમની સર્વત્ર ખ્યાતિ છે. તેમના અભંગો જુદા જુદા પ્રસંગોએ જુદી જુદી ભાવનાઓની ઉત્કટ અવસ્થામાં તેમના હૃદયમાંથી નીકળેલા ઉદ્ગારો છે. તેમાં બુદ્ધિચાતુર્યથી કોઈ પણ તત્ત્વનું પ્રતિપાદન કરેલું નથી. તેમના અભંગોના સંગ્રહને 'ગાથા' કહે છે. એ તેમની અનેક જાતની મનોવૃત્તિઓનો, ભાવનાઓનો, શ્રદ્ધાનો અને [illegible] અનુભવોનો પોતાના જ મોઢેથી પ્રગટ થયેલો ઇતિહાસ છે. તેમનું તે આત્મચરિત્ર* છે. તે કાળની લોકભાષામાં એ બધું કહેવાયેલું હોવાથી આબાલવૃદ્ધ સ્ત્રીપુરુષોને સમજવા જેવું છે. જુદી જુદી ઉત્કટ મનોવૃત્તિઓનાં તેમણે પોતે જ દોરેલાં તે ચિત્રો છે. જે સમયે જે ભાવ તેમના મનમાં તીવ્રપણે સ્ફૂર્યો તેનું અભંગમાં તેમણે સ્પષ્ટપણે પ્રતિબિંબ પાડ્યું છે. કોઈ પણ સંતની આ પ્રકારની પોતાની મનોવૃત્તિઓનાં આટલાં સ્પષ્ટ અને વિવિધ ભાવના બતાવનારાં ચિત્રો મળતાં નથી. નિદાન મરાઠી ભાષામાં તો મારા જોવામાં આવ્યાં નથી. સંત તુકારામના અભંગરૂપી વચનોમાં અનેક પ્રકારની વિશિષ્ટતાઓ છે. પરંતુ તેમાંયે સ્પષ્ટતા અને ઉત્કટતા એ સૌમાં વધારે તરી આવતી વિશિષ્ટતાઓ છે. તેમના મુખમાંથી નીકળેલા અભંગો — આ ઉદ્ગારો — પોતાની બુદ્ધિથી આપણે બોલીએ છીએ એમ તેમને ન લાગતાં પોતાને મોઢેથી પરમાત્મા જ આ બધાં બોલાવે છે એવી તેમની દૃઢ શ્રદ્ધા હતી. નીચેના અભંગો પરથી એ વાત સ્પષ્ટ જણાય છે.

એક અભંગમાં તેઓ કહે છે —

आपुलिया बळें नाहीं मी बोलत । सखा कृपावंत वाचा त्याची ॥१॥
साळुंकी मंजुळ बोलतसे वाणी । शिकविता धणी वेगळाची ॥२॥
काय म्यां पामरें बोलावीं उत्तरें । परि त्या विश्वंभरें बोलविलें ॥३॥
तुका म्हणे त्याची कोण जाणे कळा । वागवी पांगळा पायांविण ॥४॥

---

* પર્યુષણ પર્વની આ વ્યાખ્યાનમાળામાં સંત તુકારામ ઉપર મેં એક આખ્યાન આપ્યું હતું. અભંગો પરથી તેમનું એ ચરિત્ર તૈયાર કરેલું હતું. તેને લેખરૂપે સુધારીને 'સંત તુકારામની વાણી'ને અંતે 'પરિશિષ્ટ' તરીકે આપ્યું છે, તે જુઓ.

'હુ મારા પોતાના બુદ્ધિબળથી બોલતો નથી મારો સખા કૃપાળુ ભગવાન છે તેની આ વાણી છે મેના મજુલ વાણી બોલે છે, પણ તેને શિખવાડનાર માલિક જુદો હોય છે મારા જેવા પામરે શુ વચનો બોલવા? પણ તે વિશ્વભર મને બોલાવે છે તેની કળા કોણ જાણે? પગ વિનાના પાગળાને તે દોરે છે'

બીજામા તેઓ કહે છે —

सवपणी हरि माहे सखा चाला। ओल्या अगिणीच्या कल्पलता त्या ॥१॥
सहजचाली चालता पायवाट। चितामणीसमान होती गा ॥२॥
एसें हरिभक्ताचे ज्ञान महिमान। अतक्य तयाच दुल्भ दरशन ॥३॥
तुका तरी सहज बोले वाणी। त्याचे घरी वेदात वाहे पाणी ॥४॥

'આવી રીતે હરિ જેને સખારૂપ થઈને સહાય કરે છે, તેના આગણામાની લીલી વેલીઓ તેને કલ્પલતા સમાન થાય છે રસ્તે સહેજે ચાલતા જે પથ્થર આવે તે ચિતામણિ સમાન થાય છે આવા હરિભક્તોના જ્ઞાનનો મહિમા અતર્ક્ય છે અને તેમનુ દર્શન દુર્લભ છે તોયે હુ સહજ રીતે બોલુ છુ અને મારે ઘેર વેદાત પાણી ભરે છે — દાસ થઈને રહે છે'

સત તુકારામનો એ નિઠ ભક્તિભાવ, પોતાના દોષોનુ તેમણે કરેલુ પૃથક્કરણ, તે વિષેની તેમની અનુતાપપૂર્વક સ્પષ્ટતા, તેમની નિર્દભતા અને નિરહકારિતા, જનકલ્યાણ વિષેની તેમની ઉત્કટતા, ઈશ્વર વિષેની તેમની વ્યાકુળતા, તેમની નમ્રતા સદાચાર વિષેનો તેમનો આગ્રહ, જ્ઞાન વિષેની તેમની જુદી જુદી ભૂમિકાઓ, તેમને પોતાને લાગતી ઈશ્વરની ધન્યતા વગેરે સર્વ પ્રકારો તેમના અભગોમા ઓતપ્રોત ભરેલા મળે છે ભક્તિ, વૈરાગ્ય, યોગ, જ્ઞાન વગેરેની જુદી જુદી ભૂમિકાઓ તેમણે દઢતાપૂર્વક સાધના કરીને પ્રાપ્ત કરેલી હતી એવુ તેમના સ્વાનુભવપૂર્ણ ઉદ્ગારો ઉપરથી સ્પષ્ટ જણાઈ આવે છે તેમના ઘણાખરા અભગો ભાવનાની ઉત્કટતા અને ભાવનાની કોઈ દઢ ભૂમિકા

ઉપરથી પ્રગટ થયેલા હોવાથી અભ્યાસી સાધકોને પોતાના અભ્યાસ તેમ જ ઉન્નતિ માટે તે માર્ગદર્શનરૂપ થતા આવ્યા છે. અંતર્મુખ થઈ પોતાના દોષ શોધી કાઢી ચિત્તની શુદ્ધિ સાધવાનો પ્રયત્ન કરનારને તે પરમ સહાયક છે. આધ્યાત્મિક માર્ગમાં રસ્તો શોધનાર સાધકને તે પ્રકાશ આપનાર છે. આવા પ્રકારની શક્તિ અને પ્રભાવ આ અભંગોમાં છે. જેમનામાં ભાવિકતા છે, પોતાની ઉન્નતિ વિષે જેમને તાલાવેલી છે, અંતર્મુખ થવા તરફ જેમનું વલણ છે અને જેઓ અભંગની ભાષાનું હાર્દ જાણી શકે છે, તેમને તેમાં રહેલી શક્તિનો પ્રત્યક્ષ-અનુભવ આવ્યા વિના રહેતો નથી. આ અભંગોના કેવળ અભ્યાસથી સાધક જીવનસાર્થકતાના માર્ગે ચાલી શકશે, પોતાની માનવતા વધારી શકશે અને જીવનની શાંતિ પણ પ્રાપ્ત કરી શકશે. સંત તુકારામે વર્ણવેલી પોતાની જીવનની અવસ્થાને પ્રાપ્ત કરવાને તેને વખત લાગશે નહીં.

એક હિંદી સંતે કહ્યું છે—

> 'तुकाराम तुक रामने दोनों सेतु जमग।
> उनका सेतु भग गया इनका सेतु अभग।'

રામચંદ્રજી અને તુકારામ એ બન્નેએ સેતુ બાંધ્યો, રામચંદ્રજીનો સેતુ તૂટી ગયો, પરંતુ તુકારામનો (અભંગ રૂપી) સેતુ અભંગ છે.

નીચે આપેલા થોડા અભંગો પરથી સંત તુકારામની જુદી જુદી ભૂમિકાઓ અને તે બાબતની સ્પષ્ટ ઉક્તિઓ વાચકના લક્ષમાં આવશે. આ પ્રકારના સેંકડો અભંગોથી તેમની ગાથા ભરેલી છે

સંત તુકારામના સમયમાં આપણા લોકોમાં અનેક દેવદેવતાઓની કામનિક-સકામ આરાધના આજની જેમ ચાલુ હતી તેના જુદા જુદા સંપ્રદાયો ચાલુ હતા. સાધકમાં એકેશ્વરી અને એકનિષ્ઠ ભાવ આવ્યા વગર તેની આધ્યાત્મિક ઉન્નતિ થઈ શકતી નથી તેથી અનેક દેવદેવતાઓની આરાધનાનો નિષેધ તેમણે અભંગોમાં કર્યો છે. તે વિષેનો તેમનો વિચાર અને એકનિષ્ઠા નીચેના અભંગોમાં બતાવેલાં છે:-

१

आणिकांची स्तुति आम्हा ब्रह्महत्या। एकाविणें त्या पांडुरंगा ॥१॥
आम्हा विष्णुदासा एकविध भाव। न म्हणों या देव आणिकांसि ॥२॥
शतखंड माझी होईल रसना। जरी या वचना पालटेन ॥३॥
तुका म्हणे मज आणिका संकल्पें। अवघींच पापें घडतील ॥४॥

२ ✓

एकविध आम्ही न धरूं पालट। न संडूं ते वाट सांपडली ॥१॥
म्हणवुनि केला पाहिजे सांभाळ। मांझें बुद्धिबळ पाय तुझे ॥२॥
बहुत बोलता न कळे प्रकार। अंतरा अंतर साक्ष असे ॥३॥
तुका म्हणे अगा जीवांच्या जीवना। तूंचि नारायणा साक्षी माझा ॥४॥

३

आणीक दुसरें मज नाहीं आतां। नेमिलें या चित्तापासुनियां ॥१॥
पांडुरंग ध्यानीं पांडुरंग मनीं। जागृती स्वप्नीं पांडुरंग ॥२॥
पडिलें वळण इंद्रियां सकळां। भाव तो निराळा नाहीं दुजा ॥३॥
तुका म्हणे नेत्रीं केली ओळखण। तटस्थ तें ध्यान विटेवरी ॥४॥

४

ज्ञानियांचे घरीं चोजविता देव। तेथें अहंभाव पाठीं लागे ॥१॥
म्हणोनिया अवघे सांडिले उपाय। धरियेले पाय दृढ तुझे ॥२॥
वेदपरायण पंडित वाचक। न मिळती एक एकामधीं ॥३॥
पाहों गेलो भाव कैसी आत्मनिष्ठा। तयें देखें चेष्टा विपरीत ॥४॥
आपुलिया नाहीं निवाले जे अंगें। एकी करती रागें गुरगुर ॥५॥
तुका म्हणे मज कोणाचा पांगिला। नको बा विठ्ठला करूं आतां ॥८॥

૧

'એક પાંડુરંગ સિવાય બીજા કોઈની સ્તુતિ કરવી એ અમારે માટે બ્રહ્મહત્યા સમાન છે. અમને વિષ્ણુદાસને એકવિધ ભાવ છે અમે બીજા કોઈને દેવ માનતા નથી જો આ મારા વચનમાં – નિર્ધારમાં

५

निरोधती परि न मोडे विकार । बहु ही दुस्तर विषयद्वारें ॥१॥
राहातेनि तुह्मी भरोनि अंतरी । होतां तदाकारी निर्विषयचि ॥२॥
कृपेचिया साटी असली जवळी । वचनें मोकळी सरत नाहीं ॥३॥
तुका ह्मणे ताळा मेळवणीपाशीं । विनती पायापाशीं हेचि करीं ॥४॥

६

बोल नाहीं तुझ्या दातुत्वपणासी । आह्मी अविश्वासी सर्वभावें ॥१॥
दंभें करी भक्ती भोग दावी जना । अंतरी भावना वेगळिया ॥२॥
चित्ता तू रे साक्षी तुज कळे सर्व । किती वरूं गर्व आतां पुढें ॥३॥
तुका ह्मणे देवा तू काय करिसी । कर्मा दुस्तरासी आमुचिया ॥४॥

७

अनुभवें कळों येतें पांडुरंगा । रसाळ ते कां गा तुह्मांवरी ॥१॥
आवरितां चित्त नावरे दुर्जन । घात करी मन माझें मज ॥२॥
अंतरीं संसार भक्ति बाह्यात्कार । ह्मणोनि अंतर तुझ्या पायीं ॥३॥
तुका ह्मणे काय करूं नेणें वर्म । आलें तैसें धर्म गोमू पुढें ॥४॥

૧

'ઉપર ઉપરથી આગ્રહપૂર્વક મેં ભક્તિનો સ્વાંગ કર્યો. પરંતુ અંતરમાં વૈરાગ્ય નથી, ત્યાગવૃત્તિ નથી, એવું રોજ મારા અનુભવમાં આવે છે. મારું મન આ સ્થિતિને જાણે છે. જાગૃતિમાં જે ભાવ દેખાડું છું તેને સ્વપ્નમાં વીસરી જાઉં છું. ચિત્ત પ્રપંચમાંથી નીકળેલું નથી. નીકળ્યું હોય એમ બતાવું છું, પણ ચિત્તમાં પ્રપંચનો વ્યવસાય ચાલે છે. સ્વાંગ કરનાર બહુરૂપી જેવી મારી સ્થિતિ થઈ છે. અંદરથી હું જુદો જ છું.'

૨

'નારાયણ, હું તારો દાસ છું, એવું લોકોમાં કહેવડાવું છું પરંતુ મારું વર્તન તેવું નથી. મારામાં અંદર અને બહાર જુદા જુદા ભાવ છે. કથાકીર્તનમાં હું ગાઈ નાચીને દેખાડું છું; પણ તે પ્રમાણે મારા

હૃદયમા તારા વિષે પ્રેમ નથી. ખરેખર, જે તત્ત્વ મને સમજાવુ જોઈતુ હતુ તે હજુ કઈ મને સમજાયુ નથી ઊલટુ, દંભના ધરામા હુ બૂડી ગયો છુ. કાળ આયુષ્યરૂપી મૂડીને દિવસરાતના માપથી જોતજોતામા હરી જાય છે. હુ વ્યર્થ ગયો એમ દેખાય છે અને લોકોમા મારી હાસી થશે એમ પણ મને લાગે છે '

૩

'કામક્રોધ મારા શરીરમા જીવતા હોઈ હુ ઉપર ઉપરથી સારુ બોલુ છુ તારા ચરણ પાસે હુ કેવી રીતે આવ્યો એનુ મને આશ્ચર્ય થાય છે સતો પુરાણોના ઉદાહરણો આપે છે તે પ્રમાણમા મારુ ચિત્ત શુદ્ધ થયુ નથી દેવ, મારી બાબતમા સાચુ શુ છે તે અનુભવમા લાવી દેખાડ, તેનો મને અનુભવ કરાવ '

૪

'મને મારા અવગુણ સમજાય છે, પણ મારુ મન અનાવર છે–રોકી શકાતુ નથી તેને હુ શુ કરુ ? હે નારાયણ, તુ મારા મનની વચમા ઊભો રહી મારુ રક્ષણ કર અને તારુ દયાસિંધુપણું સાચુ કરી બતાવ મારી વાણી સારી સારી વાતો કરે છે પણ તે પ્રમાણે આચરવુ કઠણ છે કારણ કે હે દેવ, હું ઇન્દ્રિયોને આધીન થઈ ગયો છુ હે મારાં માબાપ, હુ જેવો તેવો તારો દાસ છુ તુ મારી બાબતમા ઉદાસીનતા ન રાખીશ '

૫

'મનોવિકારો નિરોધાય છે, પણ તેમને પૂર્ણ પણે નિર્મૂળ કરી શકાતા નથી. કારણ કે વિષયદ્વાર ઘણા દુસ્તર છે તેથી જો તમે મારા હૃદયમાં ભરાઈને—વ્યાપીને રહો તો હુ તમારી સાથે તદ્રૂપ થઈ નિર્વિષયી થઈશ તમે પાસે હો તો જ તમારી કૃપાની મને પ્રતીતિ થશે, કેવળ જેવાં તેવા વચનોનો શો ઉપયોગ નથી. હુ તમારાં ચરણ આગળ આ જ વિનતી કરુ છુ આ રીતે તાળો મેળવાશે '

ફેરફાર થાય, તો મારી ઉંમરના સો ટુકડા થાઓ. આના સિવાય બીજો કોઈ પણ સંકલ્પ મારા મનમાં ઊઠે તો બધા પાપ મને લાગો ”

૨

‘ હે નારાયણ અમે એકવિધ છીએ અમારો તમારા વિશે એકવિધ ભાવ છે તેમાં ફેરફાર થનાર નથી ભક્તિનો જે માર્ગ મને જડી ગયો છે, તેને હું કદી છોડવાનો નથી તેથી તારે અમારી સંભાળ લેવી જોઈશે તારા ચરણ વિશે નિ । એ જ મારું બુદ્ધિમાન છે આ અંતરની સ્થિતિ પુકાર બોલવાથી સમજાય એવી નથી પણ તારુ અંતર મારા અંતરનું સાક્ષી છે મારા દિવના છતાં નારાયણ તું જ મારી આ સ્થિતિનો સાક્ષી છે ’

૩

‘ ચિત્તે એક વાર નિશ્ચય કર્યો પછી હવે મને બીજો વિચાર જ નથી આવતો ધ્યાનમાં, મનમાં, જાગૃતિમાં અને સ્વપ્નમાં એક પાંડુ-રંગ માત્ર છે સર્વે ઇંદ્રિયોને પણ આ જ વનરૂ પડી ગયુ છે હવે બીજો ભાવ જ રહ્યો નથી નેત્રમાં ઈંટની ઈંટ પરની મૂર્તિનું એક સરખુ ધ્યાન મને લાગેલું છે

૪

‘ દેવ શોધવા માટે જ્ઞાનીઓને ત્યાં ગયો, તો તેમનામાં અહંભાવ જ દેખાઈ આવ્યો, તેથી બધા ઉપાય છોડીને હે વિઠ્ઠલ મે તારા ચરણ દૃઢપણે પકડ્યા છે વેદપારાયણ જોયા પંડિત અને અર્થ અભ્યાસી જોયા તેમાં કોઈનો કોઈ સાથે મેળ નથી કોઈનું કોઈની સાથે મળતુ આવતું નથી આત્મનિષ્ઠો પાસે ગયો તો તેમનામાં વિપરીત આચરણ જોવા મળ્યું જેઓ પોતે શાંત થયા નથી, પણ ક્રોધાવિષ્ટ જણાય છે, તેમના તરફ શું જોવું ? હે બાપ વિ ન, આ પૈકી કોઈનો તું મને અંકિત ન કરીશ દાસ ન કરીશ ’

સાધક આ પ્રકારની નિષ્ઠા પોતામાં લાવવાનો પ્રયત્ન કરતા તે પોતામાં આવી ગઈ હોય એમ તેને ક્યારેક ક્યારેક લાગે છે પરંતુ

જ્યાં સુધી તે દૃઢ અને કાયમની થતી નથી, ત્યાં સુધી તેના અંતર્બાહ્ય જીવનમાં સુસંગતિ ન આવતાં ક્યારેક ક્યારેક વિસંગતિ દેખાઈ આવે છે, ચિત્તમાં ચંચળતા આવી જાય છે; ચિત્ત ક્ષુદ્ર વિષયમાં જાય છે. સંત તુકારામની તે વિષેની તેમના પોતાના જ શબ્દોમાં સ્પષ્ટતા :

१

वळें बाह्यात्कारें सपादिलें सोंग। नाही जाला त्याग अतरीचा ॥१॥
ऐसें येतें नित्य माझ्या अनुभवा। मनासी हा ठावा समाचार ॥२॥
जागृतीचा नाही अनुभव स्वप्नी। जातो विसरूनी सकळ हें ॥३॥
प्रपचाबाहेरी नाही आलें चित्त। केले करी नित्य वेवसाय ॥४॥
तुका ह्मणे मज भोरपाची परी। झाले सोंग वरी आत तैसें ॥५॥

२

ह्मणवितों दास नें नाहीं करणी। आत वरी दोन्ही भिन्न भाव ॥१॥
गातो नाचतों तें दाखवितों जना। प्रेम नाराणा नाहीं अगी ॥२॥
पाविजे तें वर्म न वळेचि काहीं। बुडालो या डोहीं दभाचिया ॥३॥
माझ्यक काळें हातोहाती नेलें। माप या लागलें आयुष्यासी ॥४॥
तुका ह्मणे वाया गेलों ऐसा दिसें। होईल या हासें लौकिकाचें ॥५॥

३

काम क्रोध माझ जीताती शरीरी। कावळत वरी बोल्तसें ॥१॥
कैसा मीं सरता झालों तुझ्या पायीं। पाडुरगा काहीं न वळे हें ॥२॥
पुराणीची ग्वाही वदतील सत। तैसें नाहीं चित्त शुद्ध जालें ॥३॥
तुका ह्मणे मज आणूनिया अनुभवा। दासवीं हें देवा साच खरें ॥४॥

४

माझे मज वळों येती अवगुण। काय करूं मन अनावर ॥१॥
आता आड उभा राहें नारायणा। दयासिंधुपणा साच करी ॥२॥
वाचा वदे परी करणें कठीण। इद्रिया अधीन झालो देवा ॥३॥
तुका ह्मणे तुझा जैसा तैसा दास। न धरी उदास मायबापा ॥४॥

૬

'દેવ, અમે બધી જ રીતે અવિશ્વાસુ છીએ. તારા દાતાપણામાં કોઈ દોષ નથી; તારા દાતાપણામાં કશું કમીપણું નથી. દાંભિક ભક્તિ કરીને ભક્તિનો સ્વાંગ હું કરું છું. પણ મનમાં ભાવનાઓ જુદી જ છે. હે ચિત્ત, તું સાક્ષી છું. તું આ બધી બાબતોને જાણે છે. આવી સ્થિતિમાં પછી મારે ગર્વ શું કરવાનો? આવાં મારાં દુસ્તર કર્મોને તું શું કરીશ?'

૭

'પાંડુરંગ, મને પોતાના અનુભવો પરથી મારા મનની સ્થિતિ સમજાય છે. તો પછી હું તમારા ઉપર શા માટે રિસાઉં? મારા દુષ્ટ ચિત્તને રોકવા જતાં તે રોકી શકાતું નથી. મારું મન જ મારો ઘાત કરે છે. અંતરમાં મને સંસારની આસક્તિ છે અને બહારથી હું ભક્તિ દાખવું છું. તેથી તારાં ચરણોમાં અંતરાય પડે છે. આવી સ્થિતિમાં ખરું રહસ્ય સમજાતું નથી; શું કરું તે સમજાતું નથી. મારાં કર્મ પ્રમાણે સહન કરું છું. બીજું શું?'

આ પ્રકારના ઉદ્‌ગારો ઉપરથી સંત તુકારામ પોતાની મનોવૃત્તિ વિષે કેટલા જાગ્રત અને શોધક હતા તથા તે જ પ્રમાણે એ પ્રગટ કરવાની બાબતમાં કેટલા નિર્દંભ હતા એ દેખાઈ આવે છે. આ અવસ્થા બદલાઈ જઈને પોતાના મનમાં ખરી ભક્તિ જાગ્રત થાય તેમ જ પોતાને ઈશ્વરનું દર્શન થાય એટલા માટે તેઓ કેટલી વ્યાકુળતાથી પ્રાર્થના કરતા હતા તે નીચેના કેટલાક અભંગો પરથી લક્ષમાં આવશે :—

૧

कई ऐसी दशा येईल माझ्या अंगा । चित्त पांडुरंगा सुरतसे ॥१॥
नाटवुनी देह पायाचें चिंतन । अवसान तें क्षण नाहीं मध्यें ॥२॥
काय ऐसा पात्र होईन लाभासी । वर्ई ह्रुपीकेशी तुष्टतील ॥३॥
तुका ह्मणे धन्य मानीन संचित । घेईन नित्यानित्य प्रेमसुख ॥४॥

२

ऐसे भाग्य कई लाहातां होईन। अवघें देसे जन ब्रह्मरूप ॥१॥
मग तया सुखा अंत नाहीं पार। आनंदें सागर हेलावती ॥२॥
शांति क्षमा दया मूर्तिमंत अंगीं। परावृत्त संगीं कामादिकां ॥३॥
विवेकासहित वैराग्याचें बळ। धगधगितो ज्वाळ अग्नि जैसा ॥४॥
भक्ति नवविधा भावशुद्ध करी। अलंकारावरी मुगुटमणि ॥५॥
तुका ह्मणे माझी पुरवीं वासना। कोण नारायणा तुजविण ॥६॥

३

तळमळी चित्त दर्शनाची आशा। बहु जगदीशा करणा केली ॥१॥
वचनींच संत पावले स्वरूप। माझें नेदी पाप येऊं येऊं ॥२॥
केंठी ऐसा करीं भक्तिवेवसाव। न पवेचि जीव समाधान ॥३॥
तुका ह्मणे कई देसील विसावा। पांडुरंगे धावा घेतें मन ॥४॥

४

आळवितां कंठ शोकला भीतर। आयुष्य वेचे धीर नाहीं मना ॥१॥
अझून कां नये हें तुझ्या अंतरा। दिनाच्या माहेरा पांडुरंगा ॥२॥
धन दिसे डोळा दगडाचे परी। भोग ते शरीरीं विष झालें ॥३॥
चुकलों काय तें मज क्षमा करीं। आलिंगूनि हरी प्रेम द्यावें ॥४॥
अवस्था राहिली रूपाची अंतरीं। बाहेर भीतरीं सर्व काळ ॥५॥
तुका ह्मणे माझे सकळ उपाय। पांडुरंगा पाय तुझे आतां ॥६॥

૧

'પાંડુરંગ, દેહનું વિસ્મરણ થઈ એક ક્ષણ પણ વચમાં અંતર ન પડે એવી રીતે તમારાં ચરણોનું ચિંતન થતું રહે, તેવી અવસ્થા મને ક્યારે પ્રાપ્ત થશે? મારું ચિત્ત તે માટે જ ઝૂરે છે. આ લાભને હું પાત્ર થઈશ કે? તું ક્યારે પણ પ્રસન્ન થઈશ કે? આવી રીતે હું ક્યારે ધન્ય થઈશ અને તારું નિત્ય અને અનિત્ય બંને પ્રકારનું પ્રેમ-સુખ મને ક્યારે પ્રાપ્ત થશે?'

૨

'બધા લોકોને હું બ્રહ્મરૂપે જોઉં એવું ભાગ્ય મને ક્યારે પ્રાપ્ત થશે? એવું થશે ત્યારે મારા સુખનો અંત અને પાર નહીં રહે. આનંદથી સુખનો સાગર ઊછળશે, ત્યારે મારામાં શાંતિ, ક્ષમા, દયા મૂર્તિમંત થશે કામાદિથી મારું મન સહેજે પરાવૃત્ત થયું હશે, પ્રજ્વલિત અગ્નિની જેમ વિવેકસહિત વૈરાગ્યનું બળ હશે આ બધા ઉપર — આ અલંકારો ઉપર મુગટમણિરૂપે શુદ્ધ ભાવયુક્ત નવવિધા ભક્તિ મારામાં હશે આવા પ્રકારની મારી વાસના, હે નારાયણ, તારા સિવાય કોણ પૂરી કરશે વારુ?'

૩

'હે જગદીશ, તમારાં દર્શનની ઉત્કંઠાથી મારું ચિત્ત વ્યાકુળ બની ગયું છે. તે માટે મેં તમારી કરુણાયુક્ત પ્રાર્થના કરી છે. આવા પ્રકારનાં કારુણ્ય-વચનોથી સંતોને તમારા સ્વરૂપની પ્રાપ્તિ થઈ છે. પણ મારાં પાપને લીધે તમારાં દર્શનનો યોગ મને આવતો નથી. આ સ્થિતિમાં મારા જીવને સમાધાન ન હોવાથી કેવળ વેઠની જેમ ભક્તિનો વ્યવસાય કરું છું. હે પાંડુરંગ, મારું મન તમારી તરફ દોડે છે. તું તેને ક્યારે શાંત કરીશ?'

૪

'હે દીનનાં માબાપ પાંડુરંગ, તારી પ્રાર્થના કરતાં કરતાં કંઠ સુકાઈ ગયો. આયુષ્ય નકામું વહી જાય છે. તેથી મનને ધીરજ રહેતી નથી. તારા ધ્યાનમાં આ બધું કેમ આવતું નથી? ધન-સંપત્તિ મને પથ્થર જેવી લાગે છે. શરીરના સુખોપભોગ મને વિષ જેવા લાગે છે. જે કંઈ કર્યો છું, મારા જે કંઈ અપરાધ હોય, તેની મને ક્ષમા કર. આલિંગન આપીને મારા પર પ્રેમ કર. અંતર્બાહ્ય, અખંડ સમય તારા રૂપનું ચિંતન એવી અવસ્થા મારી થઈ છે. તારાં ચરણો એ જ મારા બધા ઉપાયોનો ઉપાય છે.'

આ અવસ્થામાં વૈરાગ્ય અને ભક્તિ વિષેની સ્થિરતા જણાતાં મનની કંઈક દૃઢતા આવ્યા પછી તેમનામાં કંઈક આત્મવિશ્વાસ ઉત્પન્ન થયો. એ સ્થિતિના ઉદ્‌ગારો —

१

मृत्युलोकीं आह्मा आवडती परी। नाहीं एका हरिनामेंविण ॥१॥
विटलें हें चित्त प्रपंचापासूनी। वमन हें मनीं बैसलेंसे ॥२॥
सोनें रूपें आह्मा मृत्तिकेसमान। माणिकें पाषाण खडे तैसे ॥३॥
तुका ह्मणे तैशा दिसतील नारी। रिसाचियापरी आह्मांपुढें ॥४॥

२ ✓

कपट काही एक। नेणें भुलवायाचें लोक ॥१॥
तुमचे करितों कीर्तन। गातों उत्तम ते गुण ॥२॥
दाऊं नेणें जडीबुटी। चमत्कार उठाउठी ॥३॥
नाहीं शिष्यशाखा। सांगों अयाचित लोकां ॥४॥
नव्हें मठपति। नाहीं चाहूराची वृत्ति ॥५॥
नाहीं देवार्चन। असे मांडिलें दुकान ॥६॥
नाहीं वेताळ प्रसन्न। कांहीं सांगों खाणखूण ॥७॥
नव्हें पुराणिक। करणें सांगणें आणीक ॥८॥
नेणें वाद घटा पटा। करितां पंडित करंटा ॥९॥
नाहीं जाळीत भणदी। उदो ह्मणोनि आनंदी ॥१०॥
नाहीं हाल्वीत माळ। भावें मळवुनि गावाळ ॥११॥
आगमीचें कुडें नेणें। स्तंभन मोहन उच्चाटणें ॥१२॥
नव्हे यांच्या ऐसा। तुका निरयवासी पिसा ॥१३॥

३

माझें मन पाहे कसून। चित्त न ढळे तुजपासून ॥१॥
कापूनि देईन शिर। पहा कृपण कीं उदार ॥२॥
मजवरी पाडीं घण। परि मी न सोडीं चरण ॥३॥
तुका ह्मणे अंतीं। तुजवाचुनि नाहीं गति ॥४॥

૧

'મૃત્યુલોકમાં એક હરિનામ સિવાય બીજું કશું જ ગમતું નથી. પ્રપંચમાંથી મારું મન ઊઠી ગયું છે. તે મને વમન જેવું લાગે છે. સોનુંરૂપું મને માટીસમાન અને રત્નમાણેક પથ્થરના ટુકડાની જેમ લાગે છે. સ્ત્રીઓ મને રીંછની જેમ દેખાય છે.'

૨

'દેવ, લોકોને ઠગવાનાં કોઈ કપટ હું જાણતો નથી. તમારું કીર્તન કરવું અને તમારા ઉત્તમ ગુણોનું વર્ણન કરવું એટલું જ હું જાણું છું. લોકોને મારે નાદે લગાડવા માટે હું જડીબુટ્ટી કે ચમત્કારના કોઈ પ્રકારો જાણતો નથી. મારે શિષ્યશાખા નથી અથવા હું અયાચિત છું એવું લોકોને કહેતો ફરતો નથી. ઘણી જમીનનો માલિક એવો મઠપતિ હું નથી. દેવની મૂર્તિઓ વેચનારાની દુકાન જેવું મારું દેવાર્ચન–દેવપૂજા નથી. મારા ઉપર કોઈ ભૂતવેતાળ પ્રસન્ન નથી કે જેથી લોકોને તેમના મનની વાતો કહું. પુરાણની કથાવાર્તા વખતે કહેવું એક અને પછી વર્તવું બીજું એવો હું પુરાણિક નથી. ધટપટની વાત કરનાર એવો હું દુર્દેવી પંડિત નથી. 'ઉદો ઉદો' કહી માથા પર સળગતી સગડી લઈ ફરનારો હું કઈ દેવીનો ભગત નથી. ભોળા ભલા લોકોને આસપાસ ભેગા કરી માળા ફેરવનારો હું નથી. સ્તંભન, મોહન, અને ઉચ્ચાટનનું શાસ્ત્ર હું જાણતો નથી. આ બધા જેવો નરકે જનારો મૂર્ખ હું નથી. હું તમારું કીર્તન કરું છું અને તમારા ઉત્તમ ગુણોનું વર્ણન કરું છું.'

૩

'પ્રભો, જોઈએ તો મારું મન તું કસી જો. તારી પાસેથી મારું ચિત્ત ટળનાર નથી. હું કૃપણ છું કે ઉદાર તે જોવા માટે મારું માથું તું માગ. તે કાપીને તને આપીશ. મારા પર ઘણુના ઘા મારીને જો હું તારાં ચરણ છોડનાર નથી. છેવટે તારા વિના ગતિ નથી એવી મારી દૃઢ શ્રદ્ધા છે.'

ભક્તિભાવનામાં અને તદ્રૂપતામાં આનંદ લાગ્યા પછી સંત તુકારામની મનોવૃત્તિ દર્શાવનારા અભંગો —

१

रूपें गोविले चित्त। पायी राहिलें निश्चित ॥१॥
तुह्मी देवा अवघेचि गोमटे। मुख देखता दुःख न भेटे ॥२॥
झाली इंद्रिया विश्रांति। भ्रमता पीडित तें होती ॥३॥
तुका ह्मणे भेटी। सुटली भवबंदाची गाठी ॥४॥

२

देवें जीव धाला। संसार तो कडू झाला ॥१॥
तेचि येतील ढेंकर। आनंदानें हरिहर ॥२॥
वेधी आणिवास। ऐसा जया अंगी कस ॥३॥
तुका ह्मणे भूक। येणें न लगे आणीक ॥४॥

३

आनंदाचे डोही आनंदतरंग। आनंदचि अंग आनंदाचें ॥१॥
काय सांगो झालें काहीचियाबाही। पुढें चाली नाही आवडीनें ॥२॥
गर्भाचे आवडी मातेचा डोहळा। तेथीचा जिव्हाळा तेथें बिंबे ॥३॥
तुका ह्मणे तैसा ओतलासे ठसा। अनुभव सरिसा मुखा आला ॥४॥

૧

'તમારા રૂપમાં મારું ચિત્ત જડાઈ ગયું છે અને તમારાં ચરણોમાં તે સ્થિર થયું છે દેવ, તમે બધી રીતે સુંદર છો તમારું મુખ જોતાં દુઃખ નાશ પામે છે. અનેક વિષયોમાં ભમવાને લીધે પીડિત ઇંદ્રિયોને હવે વિશ્રાંતિ મળી છે તમારો મેળાપ થયો એટલે ભવબંધનની ગાંઠ છૂટી ગઈ'

૨

'પ્રેમભક્તિથી મારો જીવ તૃપ્ત થયો. સંસાર મને કડવો લાગે છે. તૃપ્તિને લીધે મને હવે તે પ્રકારના આનંદદાયક હરિહર* નામના

* જમવાનું પૂરું કરીને ઓડકાર આવ્યા પછી સાધુઓ 'હરિહર' શબ્દ બોલે છે.

ઓડકાર આવે છે. બીજાને આકર્ષવાનું સામર્થ્ય જેનામાં છે તેની ભક્તિથી ફરીથી ભૂખ ન લાગે એવી તૃપ્તિ થઈ છે.'

૩

'આનંદના સરોવરમાં આનંદના તરંગો જ ઊછળી રહ્યા છે. આનંદનાં બધાં અંગો આનંદમય જ હોય છે. તે પ્રમાણે મારી સ્થિતિ અવર્ણનીય થઈ છે. હવે આગળ અનુભવ લેવાનો રસ રહ્યો નથી. જે પ્રમાણે પેટમાં રહેલા ગર્ભની ઇચ્છા પ્રમાણે માતાને દોહદ થાય છે, તે પ્રમાણે મારા હૃદયમાં જે અનુભવ સ્ફર્યો છે તે જ મારા મુખમાંથી બહાર પડે છે.'

આ સ્થિતિ કાયમની પ્રાપ્ત થાય ત્યાં સુધી તેમને વચમાં વચમાં નિરાશા પણ આવતી; તે વખતે તેઓ કહેતા:

१ ✓

तुझा भरवंसा आह्मा। फार होता पुरुषोत्तमा ॥१॥
भवसागरसंकटीं। तारिसील जगजेठी ॥२॥
नाम आदित्याचें झाडे। त्याचा न पडे उजेड ॥३॥
मिलगणीचें सोनें। त्यासीं गाहाण ठेवी कोण ॥४॥
तुका ह्मणे देवा। बीद मोडूनिया ठेवा ॥५॥

૧

'હે પુરુષોત્તમ, હે જગશ્રેષ્ઠ, આ ભવસાગરમાંથી તું અમને તારીશ એવો અમને ઘણો ભરોસો હતો. પરંતુ સૂર્ય નામના ઝાડનો પ્રકાશ પડતો નથી. દશેરાને દિવસે સીમોલ્લંઘન વખતે શમીવૃક્ષનાં પાંદડાંને સોનું કહે છે તેને કોઈ ગીરો રાખે કે? તેમના નામ પ્રમાણે તેમનો ઉપયોગ દેખાતો નથી. તે પ્રમાણે પતિતને પાવન કરનારા તારા બિરુદનો ઉપયોગ નથી. તે બિરુદ હવે તું છોડી દે.'

આવી સ્થિતિમા ત્રાસીને તેઓ દેવને કહેતા : —

२

चशासाठी आह्मी जाळिला ससार। न करा विचार ऐसा देवा ॥१॥
कैसें मेणो तुह्मा करवतें उदास। माझा प्रेमरस भगावया॥२॥
समर्पूनि ठेलो देह हा सकळ। धरिता विटाळ न लजा माझा॥३॥
तुका ह्मणे अवघी मोकलूनि आस। फिरतो उदास कोणासाठीं॥४॥

३

करावा काटाळा न्हे हें उचित। आधीच का प्रीत लावियेली॥१॥
जाणतसा तुह्मी रुपाचें लाघव। आपुलाले जीव घेतें ऐसा॥२॥
काय ह्मणऊनि आलेती आकारा। आह्मा उजगरा करावया॥३॥
तुका ह्मणे भीड होती आजिवरी। आता देवा उरी कोण ठेवी॥४॥

૨

'અમે અમારો સસાર શા માટે બાળી નાખ્યો તેનો તમે વિચાર કરતા નથી મારો પ્રેમરસ બગાડીને તમે મને કેમ નિરાશ કરો છો, એ હુ જાણતો નથી! દેહ બધી રીતે તમને સમર્પીને હું બેઠો છુ અને તમે મારાથી અભડાઈ જાઓ છો, એની તમને શરમ આવતી નથી તમે જરા વિચાર કરો તમામ આશાઓને છોડી દઈ ઉદાસપણે હું કોને માટે ભટકુ છુ!'

૩

'અમારો કટાળો કરવો, એ તારા માટે ઉચિત નથી એમ હોત તો પહેલેથી તે અમને તારી પ્રીતિ કેમ લગાડી? અમારો જીવ તારા રૂપ તરફ આકર્ષાય છે એવો તેનો પ્રભાવ તુ જાણતો હતો, તો પછી અમને એની તાલાવેલી લગાડવા – અસમાધાન કરાવવા તમે આકાર શા માટે ધર્યો વારુ? હે દેવ, આજ સુધી મેં તારો અદબ રાખ્યો પણ હવે તારી પરવા કોણ રાખનાર?'

આ સ્થિતિમાં દેવને તેઓ પૂછે છે —

४

चित्त घेऊनिया तू काय देसी । ऐसें मजपाशीं सांग आधीं ॥१॥
तरिच पंढरिराया करिन साटोवाटी । नेघें जाय तुटी येईल तें ॥२॥
रिद्धिसिद्धि कांहीं दाविसी अभिलाष । नाहीं मज आस मुक्तीचीही ॥३॥
तुका ह्मणे तुझें मानें घडे तर । भक्तीचा भाव रे देणें घेणें ॥४॥

૪

'મારું ચિત્ત લઈને તેના બદલામાં તું મને શું આપીશ તે મારી આગળ પહેલાં કબૂલ કર, તો જ પંઢરીરાય, હું તારી સાથે લેવડ-દેવડનો વ્યવહાર કરીશ. મને નુકસાન થાય એવું કદી હું લઈશ નહીં. તું સિદ્ધિસિદ્ધિઓની અભિલાષા—લાલચ મને બતાવીશ, તો હું પહેલેથી જ કહું છું કે મારે તેની ગરજ નથી એટલું જ નહીં પણ મુક્તિનીયે મારે જરૂર નથી. ભક્તિનો ભાવ આપવા-લેવાનો આપણો વહેવાર હોય તો તારું મારું બનશે.'

આ પ્રમાણે ક્યારેક ભાવનો અતિરેક તો ક્યારેક ઈશ્વરના મેળાપ વિષે ઉત્કંઠા અને વ્યાકુળતા, ક્યારેક નિરાશા તો ક્યારેક ફરીથી આશા લાગતાં તેઓ કહેતા: 'कोण्या काळें तरी होईल अंगिकार ।'—'કોઈ કાળે પણ મારો અંગીકાર થશે અર્થાત્ મારા ઉપર તમારી કૃપા થશે.' આમ વિશ્વાસ રાખીને તેઓ ધીરજ ધરતા અને કહેતા:—

आतां भय नाहीं ऐसें वाटे जीवा । पडलिया ठावा समर्थांचा ॥१॥
आतां मान्या मनें धरावा निर्धार । चिन्तनीं अन्तर न पडावें ॥२॥
येथें नाहीं जाली कोणाची निरास । आल्या यावयास शरणागतां ॥३॥
तुका ह्मणे येथें नाहीं दुजी परी । पायां रखा गरी देवरायीं ॥४॥

'દેવ તું સમર્થ છે. તારી કંઈ સેવા મારાથી થઈ છે. હવે કશો ભય રાખવાનું કારણ નથી એમ મને લાગે છે. હવે મારા મનથી મારે પાકો નિશ્ચય કરવો જોઈએ કે મારાથી તારા ચિંતનમાં કશો અંતરાય

ન પડે. તારી પાસે આવેલા કોઈ પણ યાચકને અત્યાર સુધી તારી કૃપાની બાબતમાં નિરાશ થવું પડ્યું નથી. દેવનાં ચરણ આગળ જે કોઈ જાય, પછી તે રાજા હોય કે રંક, કોઈનીયે બાબતમાં જુદો ભાવ નથી '

આવી જુદી જુદી ઉત્કટ અવસ્થાઓમાંથી પસાર થતાં લોકો તેમને પૂજ્ય માનવા લાગ્યા એ તેમને અસહ્ય લાગતું; તેથી તેઓ કહેતા :—

१

नव्हे सुख मज न लगे हा मान । न राहे हें जन काय करूं ॥१॥
देहउपचारें पोळतसे अंग । विषतुल्य चांग मिष्टान्न तें ॥२॥
नाइकवे स्तुति वाणितां थोरीव । होतो माझा जीव कासावीस ॥३॥
तुज पावे ऐसी सांग काही कळा । नको मृगजळा गोवूं मज ॥४॥
तुका ह्मणे आतां करीं माझें हित । काढावें जळत आगीतूनि ॥५॥

२ ✓

लाज वाटे मज मानिती हे लोक । हें तों नाहीं एक माझे अंगी ॥१॥
भोजुनि झिजलो मापाचिया परी । जाळावी हे थोरी लाभाविण ॥२॥
कोमळ कटव तीक्षण अंगारी । पाचट ते वरी अंगकांति ॥३॥
चित्रींचें लेप शृंगारिलें निकें । जीवेंविण फिकें रूप त्याचें ॥४॥
तुका ह्मणे दिसे वायां गेलो देवा । अनुभव ठावा नाहीं तेणें ॥५॥

३

याचेच्या चापल्यें बहु जाला कुशळ । नाहीं बीजमूळ हाता आलें ॥१॥
ह्मणोनि पंढरिराया दुःखी होतें मन । अंतरींचें कोण जाणे माझें ॥२॥
पूज्य झाला अंगा आला अभिमान । पुढील कारण खोळंबलें ॥३॥
तुका ह्मणे सुण न कळचि निरुती । सांपडलो हातीं अहंकाराचे ॥४॥

४

जन मानवलें वरी बाह्यात्कारीं । तैसा मी अंतरीं नाहीं झालों ॥१॥
ह्मणुनी पंढरीनाथा वाटतसे चिंता । प्रगट बोलतां लाज वाटे ॥२॥

मता ब्रह्मरुप जाणें अवघे जन। तें मासें अवगुण न देखनी ॥३॥
तुका ह्मणे मी तों आपणासी ठावा। आहें वरा देवा जैसातैसा ॥४॥

५

काय आता आह्मी पोटचि भरावें। जग चाळवावें भक्त म्हूण ॥१॥
ऐसा तरी एक सांगा जी विचार। बहु होतों फार कामावीस ॥२॥
काय कवित्वाची घालूनियां रुढी। करूं जोडाजोडी अक्षरांची ॥३॥
तुका ह्मणे काय गुंपोनी दुकाना। राहो नारायणा करनी घात ॥४॥

૧

'મારે આ માન ન જોઈએ મને તેનાથી સુખ થતુ નથી. પણ લોકો સન્માન કર્યા વગર રહેતા નથી દેવ હું શુ કરું? શરીરના સુખોપચારથી જેમ મારુ અગ બળી જાય છે, સાગ મિષ્ટાન્ન જેમ મને વિષ જેવાં લાગે છે, તેમ મારી સ્તુતિ કે મોટાઈનું વર્ણન મારાથી સાંભળી શકાતુ નથી, તેથી મારો જીવ અકળાઈ જાય છે દેવ, તારી પ્રાપ્તિ થાય એવુ કોઈ સાધન તુ મને કર મને આ મૃગજળમા ગૂચવી ન નાખ મારુ કઈ હિત થાય એમ કર અને આ બળતા અગ્નિમાથી કાઢ'

૨

'દેવ, લોકો માન આપે છે એ બદલ મને લાજ આવે છે. કારણ કે મારામાં કશી પાત્રતા નથી અનાજ માપવાની પાલી જે પ્રમાણે સેકડો મણ અનાજ માપી માપીને ઘસાય છે માત્ર પણ તેને પોતાને તેમા કશો લાભ થતો નથી, તે પ્રમાણે લાભ સિવાય મોટાઈ શા કામની? કુમળા કાટાની અણી તીક્ષ્ણ દેખાય તોપણ તે નરમ હોય છે અથવા ભીત પરના ચિત્રો ઉત્તમ રીતે શણગારેલાં હોય, તોયે તેમા જીવ ન હોવાથી જેમ વ્યર્થ હોય છે તેમ તારો અનુભવ મને ન હોવાથી મારો જન્મારો વ્યર્થ ગયો એમ મને લાગે છે'

૩

'વાણીની ચતુરાઈને લીધે હુ બોલવામા કુશળ થયો છુ. પણ પરમાર્થનુ બીજ કે મૂળ મારા હાથમા આવ્યુ નથી તેથી હે દેવ, મારુ મન દુખી થાય છે મારા અતરની આ સ્થિતિને કોણ જાણી શકે? લોકોમા પૂજ્ય થવાથી મારામા અહકાર આવ્યો છે તેને લીધે મારી પ્રગતિ અટકી ગઈ છે અહકારના હાથમા સપડાઈ ગયેલો હોવાથી પરમાર્થનુ ખરુ રહસ્ય મારા સમજવામા આવતુ નથી ખરુ પરમાર્થ જ્ઞાન થતુ નથી'

૪

'મારા બહારના આચરણ પરથી લોકોમા હુ માન-સન્માન પામ્યો છુ, પણ અતરમા હું તેવો થયો નથી તેથી હે દેવ, મને ચિંતા થાય છે અને આ સ્થિતિ પ્રગટપણે બોલતા મને શરમ આવે છે સંતોને બધા લોકો બ્રહ્મરૂપ લાગતા હોવાથી તેઓ મારા અવગુણ જોતા નથી પણ હુ કેવો છુ તેની મને ખબર છે તેથી હું જેવો હતો તેવો જ હજી છુ એમ મને લાગે છે'

૫

'દેવ અમારે ભક્ત કહેવડાવી જગતને ઠગતા રહીને આમ જ પેટ ભરતા રહેવુ એવો જ તમારો વિચાર છે કે કેમ કહો વારુ? હું તો બહુ અકળાઈ જાઉ છુ કવિત્વની ટેવ પાડીને અક્ષરોની આવી જોડાજોડ હું કરતો રહુ? અને આવી રીતની દુકાન ચલાવીને મારો પોતાનો ઘાત કરતો રહું?'

માન, કીર્તિ, પ્રતિષ્ઠા વિષે આટલી નિરિચ્છા, નિર્દંભતા અને પોતાની ખરી સ્થિતિ વિષે આટલી સ્પષ્ટતા દર્શાવનારા વચનો તેમના અભંગોમા અનેક ઠેકાણે આવેલા છે પોતે નિર્દંભ નિરહકારી અને નિરિચ્છ હોવાથી સમાજના પાખડ, દભ વગેરે જોઈને તેમને ઘણુ દુખ થતુ હતુ પાખડ અને ઢોગ કરનારાઓનો કડક શબ્દોમા નિષેધ કરતાં તેઓ કહેતા —

१

आवडीच्या मतें यरितो भोजन। भोग नारायणें ह्मणती वेला ॥१॥
अवघा देव ह्मणे वेगळें तें काय। अर्थासाठी होय फोडू पाहे ॥२॥
लाजे कमंडलू धरिता भोपळा। आणीव धोंगळा प्रावरण ॥३॥
शाला गडवे धातुद्रव्यइच्छा चिंनीं। नेश्वर बोलती अवघें मुखें ॥४॥
तुका ह्मणे तया देवा नाहीं भेटी। ऐसे कल्पकोटि जन्म घेतां ॥५॥

२

दिवस्या बोलाचे सागतील वाद। अनुभवभेद नाही कोणा ॥१॥
पंडित हे ज्ञानी करितील कथा। न मिळती अर्था निजसुखा ॥२॥
तुका ह्मणे जैसी लाचामाठी ग्वाही। देतील हे नाही ठावी वस्तु ॥३॥

३

पिंडपोषकाच्या जळो ज्ञानगोष्टी। ह्मणी दृष्टिभेटी न हो त्याची ॥१॥
नाहीं सत्वचिन्ह उमटलें अंगीं। उपदेशालागी पात्र झाला ॥२॥
पोर्हो नेणे घमि लाविती आणिका। ह्मणावें त्या मूर्खा काय आता ॥३॥
गिणलें तें नेलें सिणलियापाशी। जाली त्या दोघासी एक गति ॥४॥
तुका ह्मणे अहो देवा दीनानाथा। दरपण आता नको त्याचें ॥५॥

४

मुखें बोले ब्रह्मज्ञान। मनीं धन अभिमान ॥१॥
ऐशियाची करिता सेवा। काय सुख होय जीवा ॥२॥
पोटासाठीं संत। झाले कलीत बहुत ॥३॥
निरळा ऐसा कोणी। तुका त्यासी लोटांगणीं ॥४॥

५

बोल बोल्ता वाटे सोंपें। करणी करिता अंग कांपे ॥१॥
नव्हे वैराग्य सोपारें। मज बोलता न वाटे बरें ॥२॥
दिव्य न्यारें प्राणोघाती। पन्य तोचि एक सोती ॥३॥
तुका ह्मणे करिन दासीं। त्याचे पाय माझे शीर्षीं ॥४॥

૧

'જે જ્ઞાની કહેવડાનારા સ્વાદ-લુબ્ધતાથી ભોજન કરે છે અને ભોક્તા નારાયણ એમ કહે છે, અથવા બધે ઈશ્વર ભરેલો છે, તેના વગર બીજું કંઈ નથી એમ પ્રતિપાદન કરે છે, પરંતુ અર્થલોભથી માથાં ફોડે છે; તેમ જ કમંડળુ અને તૂમડું હાથમાં રાખતાં અને થીંગડાંવાળાં વસ્ત્રો ઓઢતાં જેમને શરમ આવે છે, જેમને શાલ, લોટા, સોનુંચાંદી અને દ્રવ્યની ઇચ્છા હોય છે પણ બધું નશ્વર છે એમ મોઢેથી કહે છે, એવાઓને કરોડો જન્મમાંયે દેવનો મેળાપ થનાર નથી.'

૨

'જેઓ અનુભવ ન જાણતાં શીખેલા શબ્દો પરથી વાદવિવાદ કરે છે તેમ જ જે પંડિત અને શબ્દજ્ઞાની આત્મસુખ ન જાણતાં ભગવાનની કેવળ કથા કરે છે, તેઓ વસ્તુની માહિતી ન હોવા છતાં લાંચ લઈ સાક્ષી આપનારા જેવા છે એમ સમજવું જોઈએ.'

૩

'દેહ-મમતાથી સુખોપચાર ભોગવનારાની જ્ઞાનવાર્તાને ધિક્કાર હો. તેમનાં દર્શન પણ મને ન થાઓ. પોતાને તરતાં આવડતું નથી છતાં જે બીજાને તારવાનો ડોળ કરે છે; અને સંતનાં લક્ષણ પોતાના જીવનમાં ઊતર્યાં નથી છતાં જે બીજાઓને ઉપદેશ આપવા લાગે છે; એ બંને સરખા જ મૂર્ખ નથી શું? તેમને શું કહેવું? એક થાકેલો બીજા થાકેલા પાસે જાય તો બંનેની એક જ ગતિ સમજવી. હે દીનાનાથ પ્રભો, એવાઓનું મને દર્શન પણ ન થાઓ.'

૪

'મોઢેથી બ્રહ્મજ્ઞાન બોલનાર, પણ મનમાં ધન અને માનની અભિલાષા રાખનારની સેવા કરવાથી જીવને શું સુખ પ્રાપ્ત થવાનું? કળિયુગમાં પેટ માટે ઘણા સંતો થાય છે; પણ ખરા સંત અને જ્ઞાની આ જગતમાં વિરલ છે. આવા વિરલ સંત અને જ્ઞાનીને મારા સાષ્ટાંગ નમસ્કાર.'

૫

'વૈરાગ્યનાં વચનો બોલવાં એ સહેલું છે, પણ તેનું આચરણ કરવાનો સમય આવે ત્યારે અંગ કાંપવા લાગે છે. વૈરાગ્ય ધારણ કરવો એ સહેલી વાત નથી. તેથી કોઈ વૈરાગ્યની વાતો કરે છે, ત્યારે તે મને ખરી લાગતી નથી. વૈરાગ્ય એ કોળિયે કોળિયે વિષ ખાવા જેવું કઠણ છે. તેથી જે આ વ્રત બરાબર પાળે છે તે ધન્ય છે. જે આનું આચરણ કરી બતાવે છે તેનાં ચરણ મારા હૃદયમાં છે.'

સંતો વિષે તેમના મનમાં બહુ પૂજ્યભાવ હતો. સંતોનાં લક્ષણો અને તેમના વિષેના પૂજ્યભાવનું વર્ણન સંત તુકારામના અનેક અભંગોમાં આવેલું છે:

१

हिरा ठेविता ऐरणी। वाचे मारिता जो घणीं॥१॥
तोचि मोल पावे खरा। करणीचा होय चुरा॥२॥
मोहरा तोचि अंगें। सूत न जळे ज्याच्या संगें॥३॥
तुका ह्मणे तोचि संत। सोसी जगाचे आघात॥४॥

२

तीर्थी धोंडा पाणी। देव रोकडा सज्जनीं॥१॥
मिळालिया संतसंग। समर्पिता भलें अंग॥२॥
तीर्थी भाव फळे। येथें आनाड तें वळे॥३॥
तुका ह्मणे पाप। गेलें गेल्या कळे ताप॥४॥

३

चंदनाचे हात पायही चंदन। परिसा नाहीं हीन कोणी अंग॥१॥
दीपा नाहीं पाठीं पोटीं अंधकार। सर्वांगें साकर अवघी गोड॥२॥
तुका ह्मणे तैसा सज्जनापासून। पाहातां अवगुण मिळेचि ना॥३॥

४

काय वाणूं आतां न पुरे हे वाणी। मस्तक चरणीं ठेवीतसें॥१॥

* * *

जगाच्या कल्याणा संताच्या विभूती। देह कष्टविती उपकारें ॥२॥
भूताची दया हे भांडवल संता। आपुल्या ममता नाही देहीं ॥३॥
तुका ह्मणे सुख पराविया सुखें। अमृत हें मुखें स्रवतसे ॥४॥

५

तुह्मी संत मायबाप कृपावंत। काय मी पतित कीर्ती वाणू ॥१॥
अवतार तुह्मा धराया कारण। उद्धरावे जन जड जीव ॥२॥
वाढवाया सुख भक्ति भाव धर्म। कुळाचार नाम विठोबाचें ॥३॥
तुका ह्मणे गुण चंदनाचे अंगी। तैसे तुह्मी जगीं संतजन ॥४॥

६

काय सांगों आतां संताचे उपकार। मज निरंतर जागविती ॥१॥
काय द्यावें त्यासी व्हावें उतराई। ठेविता हा पायी जीव थोडा ॥२॥
सहज बोलणे हित उपदेश। करूनि मायास शिकविती ॥३॥
तुका ह्मणे वत्स धेनुवेच्या चित्ती। तैसे मज येती सांभाळीत ॥४॥

७

मुक्तिपांग नाही विष्णूचिया दासा। संसार तो कैसा न देखती ॥१॥
बैसला गोविंद जडोनिया चित्तीं। आदि तेचि अंतीं अवसानी ॥२॥
भोग नारायणा देऊनि निराळी। ओविया मंगळी तोचि गाती ॥३॥
बळ बुद्धि त्याची उपकारासाठीं। अमृत तें पोटीं साठविलें ॥४॥
दयावंत तरी देवाचसारिखी। आपुली पारखी नोळखती ॥५॥
तुका ह्मणे त्याचा जीव तोचि देव। वैकुंठ ता ठाव वसती ते ॥६॥

१

'એરણ ઉપર મૂકેલો જે હીરો ઘણના ઘાથી પણ તૂટતો નથી તે જ હીરો સાચો. બનાવટી હીરો ઘા સામે ટકી શકતો નથી, તેના ચૂરેચૂરા થઈ જાય છે જેની મોખનમાં સતર અગ્નિમા બળાતું નથી તે જ ખરો મહોરો * તે પ્રમાણે ધૈર્યથી જગતના આઘાત જે સહન કરે છે, તે જ ખરા સંત'

* એક પ્રકારનો મણિ

૨

'તીર્થમાં પથ્થરની દેવમૂર્તિઓ અને પાણી મળશે પણ સંતમાં દેવ સાક્ષાત્ મળશે તેથી સત્સંગ મળે ત્યાં સર્વસ્વ અર્પણ કરવું સારું તીર્થમાં ભાવ પ્રમાણે ફળ મળે છે, પરંતુ સતસંગતિમાં અજ્ઞાનીને પણ જ્ઞાન થાય છે તે જ પ્રમાણે પાપ અને તાપ નષ્ટ થયાનો પ્રત્યક્ષ અનુભવ થાય છે '

૩

'ચંદનના બધાં અંગ ચંદન જ છે પારસમણિનો કોઈ પણ ભાગ ઓછો પ્રભાવશાળી નથી દીવાની પાછળ કે આગળ ક્યાંયે અંધારું નથી સાકર સર્વાંગે મીઠી જ છે તે જ પ્રમાણે સજ્જનને કોઈ પણ દૃષ્ટિએ જોઈએ તો તેનામાં અવગુણ દેખાશે નહીં '

૪

'સંતોના મહિમાનું હું શું વર્ણન કરું? મારી વાણી અપૂરતી છે તેથી હું તેમના ચરણોમાં મસ્તક મૂકું છું સંતોની વિભૂતિ જગતના કલ્યાણ માટે હોય છે પોતે કષ્ટ વેઠીને તેઓ જગતના ઉપર ઉપકાર કરે છે ભૂતમાત્ર વિષે દયા એ જ સંતોની મૂડી છે પોતાના શરીર ઉપર તેમને મમતા હોતી નથી બીજાઓના સુખથી તેઓ સુખી થાય છે અને તેમના મોઢેથી અમૃત સતત વહ્યા કરે છે'

૫

'હે સંતો તમે મારાં કૃપાળુ માબાપ છો હું પતિત તમારી કીર્તિનું શું વર્ણન કરું? જડ જીવોનો ઉદ્ધાર કરવા માટે અને સુખ, ભક્તિભાવ, ધર્મ તેમ જ વિઠોબાના નામસ્મરણનો કુળાચાર વધારવા માટે જ તમારો અવતાર છે ચંદનની જેમ, હે સતજન, તમારાં અંગેઅંગમાં સદ્ગુણ ભરેલા છે '

૬

'આ સતજનોના ઉપકારનું હું શું વર્ણન કરું? તેઓ મને નિરંતર જાગૃત રાખે છે તેમને શું આપીને તેમના ઋણમાંથી મુક્ત

થાઉ વારુ ? તેમના ચરણોમા જીવ સમર્પણ કરીએ તોયે તે થોડુ જ છે તેમના સહજ બોલવામા હિત અને ઉપદેશ ભરેલા હોય છે અને મહેનત લઈ નેય તેઓ મને શીખવે છે ગાયના મનમા પોતાના વાછડા વિષે જે પ્રમાણે મમતા હોય છે તે પ્રમાણે મમતાથી તેઓ મને સભાળે છે'

૭

'વિષ્ણુના ભક્તોને મુક્તિની ગરજ નથી સસાર કેવો છે તે તેઓ જોતા જ નથી તેમના ચિત્તમા ગોવિદ દૃઢપણે ઠસી ગયો છે આદિ અને અંતમા તેમને ગોવિદનો જ અનુભવ થાય છે બધા ભોગ નારાયણને અર્પણ કરીને તેઓ અલિપ્ત રહે છે અને તેના મગળમય ગીતો તેઓ ગાય છે તેમનુ મળ તેમની બુદ્ધિ એ સહુ ઉપકાર માટે હોય છે તેમના હૃદયમા અમૃત ભરેલુ છે તેઓ દેવની જેમ દયાળુ હોયછે અને તેમને આપ–પરભાવ હોતો નથી આ વિષ્ણુભક્તોનો જીવ તે જ દેવ છે અને તેઓ જ્યા રહે છે તે સ્થાન વૈકુઠ છે'

આના પ્રકારનુ સતપણુ શુ કર્યાથી પ્રાપ્ત થાય છે તે વિષે તેમનો ઉત્તર —

૮

नाहीं सतपण मिळत तें हाटीं। हिंडता कपाटीं रानीं वनीं ॥१॥
नये मोल देता धनाचिया राशी। नाहीं तें आकाशा पाताळीं तें ॥२॥
तुका ह्मणे मिळे जिवाचिये साटीं। नाहीं तरी गोष्टी बोलो नये ॥३॥

'સતપણુ બજારમા મળતુ નથી, ગિરિકદરાઓમા — જગલમા ભટકવાથી મળતુ નથી ધનના ઢગ ના આપ્યાથી તે મળતુ નથી, નથી તે આકાશમા કે નથી તે પાતાળમા પોતાના જીવની કિમત આપીને જ તે મળી શકે છે જીવની આશા રાખીને — સ્વસુખની આશા રાખીને સતપણું મળતુ નથી પ્રાણની કિમત આપવાની જેની તૈયારી ન હોય તેણે સતપણાની વાત કરવી નહી'

ભૂત, ભવિષ્ય કહેનારાઓ વિષે તેમનો નિષેધ:—

૧

सांगों जाणती शकून। भूत भविष्य वर्तमान ॥१॥
त्यांचा आह्मांसी कंटाळा। पाहों नावडती डोळा ॥२॥
रिद्धिसिद्धींचे साधक। वाचासिद्ध होती एक ॥३॥
तुका ह्मणे जाती। पुण्यक्षयें अधोगती ॥४॥

२

भूत भविष्य कळों यावें वर्तमान। हें तों भाग्यहीन त्यांची जोडी ॥१॥
आह्मी विष्णुदासीं देव ध्यावा चित्तें। होणार तें होतें प्रारब्धें ॥२॥
जगरूढीसाठीं घातलें दुकान। जातो नारायण अंतरोनि ॥३॥
तुका ह्मणे हा ही प्रपंच गाढा। योरली ते पीडा रिद्धिसिद्धि ॥४॥

૧

'જેઓ શુકન અને ભૂત, ભવિષ્ય, વર્તમાન કહે છે તેમનો અમને કંટાળો છે, એટલું જ નહી પણ તેમને જોવાની ઇચ્છા અમને થતી નથી. કોઈ રિદ્ધિસિદ્ધિના સાધક હોય છે તો કોઈ વાચાસિદ્ધિની પાછળ લાગેલા હોય છે. તેમનાં પુણ્યનો ક્ષય થયે તે બધા અધોગતિ પામે છે.'

૨

'ભૂત, ભવિષ્ય, વર્તમાન સમજાય એવી જેઓ ઇચ્છા કરે છે, તેઓ ભાગ્યહીન છે. અમે વિષ્ણુદાસ કેવળ ઈશ્વરનું ચિંતન કરીએ છીએ. હવે જે કંઈ થવાનુ તે પ્રારબ્ધ પ્રમાણે થતુ રહેશે એવી નિષ્ઠા રાખીએ છીએ. જગતની રૂઢિ માટે જેઓ ભૂતભવિષ્ય કહેવાની દુકાનદારી ચલાવે છે, તેમની અને નારાયણની વચ્ચે અંતરાય પડી જાય છે. ચાલુ પ્રપંચ પહેલેથી જ ઘણો કઠ્ણ હોય છે, તેમાં વળી રિદ્ધિસિદ્ધિનો ઉમેરો થવાથી તે મોટી પીડા જ થઈ પડે છે.'

કોઈ સંત તેમને પૂછતા કે, 'તમે દેવને દીઠા છે? અમને પણ તેમના દર્શન કરાવો.' એ બાબતમાં સંત તુકારામ કહેતા:—

नेणे फुकों कान। नाहीं एकातीचें ज्ञान ॥१॥
तुह्मी आइका हो संत। माझा सादर वृत्तांत ॥२॥
नाहीं देखिला तो डोळा। देव दाखवूं सकळां ॥३॥
चिंतनाच्या सुखें। तुका ह्मणे नेणें दुःखें ॥४॥

'હે સંતજન, તમે મારું કહેવું આદરપૂર્વક સાંભળો. કાન ફૂંકવાનું એટલે કોઈના કાનમાં મંત્ર કહેવાનું હું જાણતો નથી. એકાંતનું જ્ઞાન આપવાનું પણ મારી પાસે કશું નથી. જે દેવ મેં જોયો જ નથી તે બીજાને કેવી રીતે બતાવું? ઈશ્વરચિંતનના સુખમાં હું દુઃખ જાણતો નથી. એ જ મારી ખરી સ્થિતિ છે.'

વૈરાગ્ય અને ભક્તિને માર્ગે જતાં તેમાં ધન્યતા લાગ્યા પછી તેઓ કહે છે —

भाग्यवंत आह्मी विष्णुदास जगी। अभंग प्रसंगी धैर्यवंत ॥१॥
नाहीं तें पुरवीत अणुनि जवळी। गाउनि माउली गीत सुखें ॥२॥
प्रीति अंगी असे सदा सर्वकाळ। बोळली सकळ सुखें ठायीं ॥३॥
आपुल्या स्वभावें जैसे जेथें असों। नेमें तेथें दिसों साजिरेचि ॥४॥
वासनेचा कंद उपडिले मूळ। दुरितें सकळ निवारीली ॥५॥
तुका ह्मणे भक्तजनाची माउली। करील साउली विठ्ठल आह्मा ॥६॥

'અમે વિષ્ણુદાસ જગતમાં ભાગ્યવાન છીએ. કોઈ પણ પ્રસંગે અમારું ધૈર્ય ભાગી ન પડે એવા અમે ધૈર્યવાન છીએ. અમે અમારી માના ગુણ સુખેથી ગાઈએ છીએ અને તે અમારી પાસે જે નથી એ અમને આપીને અમારું પૂરું કરે છે. તેના વિષે અમારા મનમાં બધો સમય પ્રીતિ ભરેલી છે. એને લીધે બધા સુખ અમને પોતાને સ્થાને જ પ્રાપ્ત થાય છે. અમારા સહજ સ્વભાવથી જ્યાં અમે હોઈએ ત્યાં અમે સારા જ દેખાઈએ છીએ. વાસનાના કંદ અને મૂળ અમે ઉખેડી નાખ્યાં છે. તેથી અમારાં બધાં પાપ નષ્ટ થયાં છે. ભક્તજનોની મા વિઠ્ઠલની અમારા ઉપર છાયા છે.'

બહાર નીકળતુ નથી એવુ થયુ અને હું સુખી થયો સુનીલ પ્રકાશનો દિવસ ઊગ્યો અમૃતના પાનથી જીવનકળા પ્રાપ્ત થઈ ચદ્રસૂર્યના યોગથી જીવને ઓવાળી દીધો અને આનદ વ્યાપી ગયો સુખ અને પ્રેમથી હું ડોલવા લાગ્યો ખરેખર, હું ખાતરીપૂર્વક ભુલાઈ ગયો, મારુ અહપણુ નષ્ટ થયુ '

૨

'મદ કે નશામા મસ્ત થયેનાને જેમ દેહભાન હોતુ નથી અને તેના અવયવો તે આવરી શકતો નથી, તે પ્રમાણે જે યોગી અનાહત ધ્વનિમા તલ્લીન થાય છે તે બહારના રગને જાણતો નથી તેને વૃત્તિ પર આવવા માટે પ્રયત્ન કરવો પડે છે તેના મોઢામાથી બીજા કોઈ મહાપુરુષના ઉદ્ગાર બહાર પડવા લાગે છે સુખોપચાર કે દુખનુ તેને સ્મરણ થતુ નથી આ સ્થિતિના સુખનુ વર્ણન કરતા સામાન્ય માણસને આશ્ચર્ય થાય છે અને તે યોગી શુ બોલે છે તે ન સમજાયાથી એ બધુ વિપરીત જણાય છે આવા પુરુષને બધા બાહ્ય રગો ફીકા લાગે છે કારણ કે તેનુ અતર બ્રહ્મરસથી શાત થયેલુ હોય છે

૩

'રાતા, ધોળા, કાળા અને પીળા એવા રગોથી ભિન્ન એવુ ચિન્મય અજન મારી આખોએ આજ્યુ છે તે અજનના ગુણથી મને દિવ્ય દૃષ્ટિની પ્રાપ્તિ થઈ અને દ્વૈત-અદ્વૈત કલ્પનાઓ શાંત થઈ ગઈ દેશ, કાળ અને વસ્તુ એ ત્રણેના ભેદ બધા ટળી ગયા આત્મા વિશ્વરૂપે પ્રકાશિત થયો જગતવિષયક કોઈ પ્રપચ રહ્યો નહી, એક પરબ્રહ્મ જ છે 'અહ બ્રહ્મ', 'સોઽહ બ્રહ્મ'નુ અપરોક્ષ જ્ઞાન થયુ 'તત્ત્વમસિ' એ મહાવાક્યનો વિચાર કરતા સપૂર્ણ બ્રહ્માનદ થયો અને હુ પોતે જ તે બની ગયો '

'રાજ્ય ભક્તિ, યોગ અને જ્ઞાન વગેરે સાધનોથી સત તુકારામે જે અદ્વૈત કે બ્રાહ્મ અવસ્થા સાધ્ય કરી તેનુ પણ વર્ણન તેમણે

કર્યું છે. તે ઉપરથી તે સમયની તેમની સ્થિતિ આપણને સ્પષ્ટપણે લક્ષમાં આવશે.

१

एका वेळे केलें रितें कलिवर । आंत दिली थार पांडुरंगा ॥१॥
पाळण पोषण लागलें ते सोई । देहाचें तें काहीं सर्वभाव ॥२॥
माझीया मरणें झाली हे वसती । लागली ते ज्योती अविनाश ॥३॥
झाला ऐसा एका घायें येथें नाहीं । तुका ह्मणे काहीं बोलों नये ॥४॥

२

अभिनव सुख तरि या विचारें । विचारावें वरें संतजनीं ॥१॥
रुपाच्या आठवें दोन्हीही आपण । वियोग तो क्षण होत नाहीं ॥२॥
पूजा तरि चित्तें कल्पा तें ब्रह्मांड । अहाच तो खंड एकदेसी ॥३॥
तुका ह्मणे माझा अनुभव या परी । डोई पायावरी ठेवीतसें ॥४॥

३

गोडपणें जैसा गूळ । तैसा देव झाला सकळ ॥१॥
आतां भजों कवणें परी । देव सबाह्य अंतरीं ॥२॥
उदकावेगळा । नव्हे तरंग निराळा ॥३॥
हेम अळंकार नामीं । तुका ह्मणे तैसे आह्मी ॥४॥

४

निर्गुणे भेद सगुण गेले । तैसें आह्मा केलें पांडुरंगें ॥१॥
काम क्रोध लोभ निमाले ठायींचि । सर्व आनंदाची सृष्टि झाली ॥२॥
आठव नाठव गेले भावाभाव । झाला स्वयमेव पांडुरंग ॥३॥
तुका ह्मणे भाग्य या नांवें ह्मणीजे । संसारी जन्मीजे याचि लागीं ॥४॥

१

'એકદમ ૧/ મેં મારું શરીર અહંકારરહિત કરી ખાલી કર્યું અને તેમાં પાંડુરંગને વસાવ્યા. હવે પછી શરીરનું પાલનપોષણ અને તેના બધા ભાર એ બાબતો તેમના પર છે – પાંડુરંગ પર છે. અહં-

પણાના મૃત્યુથી શરીરમા તેનો વાસ થયો અને અને અવિનાશ જ્યોતિ પ્રગટ થઈ એક ઘાથી જ અહપણુ નિ શેષ થયુ હવે બોલવાની કઈ ગરજ રહી નહી '

૨

ઈશ્વરના સ્વરૂપનું ચિતન કરતા તે અને હું બંનેય એક જ છીએ અને બનેમા એક ક્ષણ પણ વિયોગ થતો નથી એવો મને અનુભવ થાય છે આ વિચારથી મને અભિનવ સુખ લાગે છે હે સતજન તમે આ વિષે વિચાર કરો વિશ્વને ભરીને તે તત્ત્વ છે એવી ધારણા ચિત્ત કરે, એ જ તેની ખરી પૂજા છે તેને જુદુ કરી એકદેશીય બનાવવુ એ ઉપરઉપરની દૃષ્ટિ છે તમારા ચરણ પર મસ્તક મૂકીને હુ કહુ છુ કે આ જાતનો મારો અનુભવ છે '

૩

ગોળ મીઠાશમા બધી બાજુથી ગળ્યો જ હોય છે, તેવી જ રીતે આ બધુ દેવરૂપ થયુ છે હવે કેવી રીતે કોનું ભજનપૂજન કરીએ ? બહાર કે અદર બધે દેવ જ છે પાણી અને તેના મોજા એક-બીજાથી ભિન્ન નથી સોનુ અને સોનાના ઘરેણાં એ બંને કેવળ સુવર્ણ જ છે એ જ પ્રમાણે હું અને હરિ એક જ છીએ — દેવ અને હરિના ભક્ત એ બેમા કશ અતર નથી '

૪

કોઠમડા જ્યારે પાકી જાય છે ત્યારે તેમની કડવાશ જતી રહે છે તેમ પાડુરગે અમારી સ્થિતિ કરી દીધી છે અમારામાં જે કામ ક્રોધ લોભરૂપી વિકારો હતા તે શાત થઈ ગયા છે અને તેથી બધી સૃષ્ટિ અમારે માટે આનદરૂપ થઈ છે હુ પોતે જ તે – પાંડુરગ – થયોથી સ્મરણ કે વિસ્મરણ ભાવ કે અભાવ એ પ્રકાર રહ્યા જ નથી આ સ્થિતિને જ ભાગ્ય કહેવુ જોઈએ આને જ માટે સસારમા જન્મ લેવો ઘટે

ચિત્તશુદ્ધિના પ્રભાવનું તેઓ વર્ણન કરે છે :—

चित्त शुद्ध तरी शत्रु मित्र होती। व्याघ्रही न खाती सर्प तया॥१॥
विष तें अमृत आघात तें हित। अकर्तव्य नीत होय त्यासी॥२॥
दुःख तें देईल सर्व सुख फळ। होतील शीतळ अग्निज्वाळा॥३॥
आवडेल जीवा जीवाचिये परी। सकळां अंतरी एक भाव॥४॥
तुका ह्मणे कृपा केली नारायणें। जाणिजेत येणें अनुभवें॥५॥

'ચિત્ત શુદ્ધ હશે તો શત્રુ મિત્ર થશે, વાઘ કે સાપ તેને ખાશે નહીં. વિષ તેને અમૃત જેવું થશે. આઘાત હિતરૂપ થશે. ન કરવું જોઈએ એવું આચરણ તેની સાથે કોઈ કરે તોયે તેને તે લાભકારક થશે. દુઃખ પણ તેને સર્વસુખમય ફળ આપશે. અગ્નિજ્વાળા તેને શીતળ થઈ જશે. બધાં પ્રાણીઓને તે પોતાના જીવ જેવો પ્રિય લાગશે. બધાના અંતરમાં તેને વિષે સદ્‌ભાવ લાગવા માંડશે. પરમાત્મા કૃપા કરશે તો આ અનુભવ પ્રત્યક્ષ થઈ શકશે.'

જુદી જુદી આધ્યાત્મિક અવસ્થાઓનો આ રીતે અનુભવ લીધા પછી સંત તુકારામને પોતાના મનોરથો સિદ્ધ થયા એમ લાગ્યું ત્યારના તેમના ઉદ્‌ગારો :—

माझे मनोरथ पावविले सिद्धी। तई पायी बुद्धि स्थिरावली॥१॥
समाधान जीव राहिला निश्चळ। गेली हळहळ स्मरणें हे॥२॥
त्रिविध तापाचें जालेंसे दहन। सुखावलें मन प्रेमसुखें॥३॥
महालाभ वाचे वसे पांडुरंग। अंगाअंगी संग अखंडित॥४॥
जीवनाचा जाला ओलावा अंतरी। विश्व विश्वंभरी समावलें॥५॥
तुका ह्मणे माप भरी आलें सिगे। धारवोळ गंगे पूर वाहे॥६॥

'મારા મનના બધા મનોરથો સિદ્ધ થયા ત્યારે મારી બુદ્ધિ દેવનાં ચરણમાં સ્થિર થઈ ગઈ. સમાધાન પામીને જીવ નિશ્ચળ થયો. અને ઈશ્વરના સ્મરણથી ચિત્તની અસ્વસ્થતા ચાલી ગઈ. ત્રિવિધ તાપ બળી ગયા અને પ્રેમસુખથી મન સુખી થયું. સર્વમાં જે શ્રેષ્ઠ લાભ

છે એવા પાંડુરંગ મારી વાણીમાં આવીને વસ્યા છે અને મારા અંગેઅંગમાં એમનો સંગ અખંડિત છે. મારા અંતરમાં એવી આર્દ્રતા થઈ કે તેને લીધે વિશ્વ વિશ્વભરમાં સમાઈ ગયું. આ અનુભવનું માપ હવે પૂરું ભરાઈ ગયું; અથવા જે પ્રમાણે પુષ્કળ વરસાદ પડતો હોય ત્યારે જ્યાં ત્યાં જમીન પર પાણી વહેવા લાગે છે, શેરીઓ પાણીથી ઊભરાઈ જાય છે અને ગંગાનદીમાંયે પૂર આવે છે; એટલે બધે પાણી પાણી થઈ જાય છે, તે પ્રમાણે આ અનુભવને લીધે મારી સ્થિતિ થઈ છે.'

આ બધા તેમના વિવિધ અને ઉત્કટ અનુભવો પરથી આપણે તેમના વિષે કંઈક કલ્પના કરી શકીએ છીએ. તેમની ભાવોત્કટતાનો વળી એક અભંગ આપીને આ પરિચય આટોપી લઉં છું.

તેમનો વિરોધ કરનારા ઉચ્ચ વર્ણના લોકોએ તેમના અભંગો ડુબાવવાનુ તેમને કહ્યું. એ ઉપરથી તેમણે અભંગોની વહીઓ ઇંદ્રાયણી નદીમાં ડુબાડી દીધી. તે બદલ તેમને બહુ ભારે ઉદ્વેગ થયો. અન્નપાણીનો ત્યાગ કરીને તેઓ તેર દિવસ મંદિરનાં દ્વાર આગળ પડી રહ્યા. તેરમે દિવસે અભંગોની વહીઓ નદીમાં પાણી ઉપર તરે છે એમ તેમણે જાણ્યુ. ત્યાર પછીના તેમના અભંગોમાં ભાવોત્કટતા ઓતપ્રોત વ્યાપેલી છે. એ બધા અભંગો વાચનારના હૃદય ઉપર પરિણામ કરનારા છે. નીચેના એક જ અભંગ પરથી તે વિષેની આપણને ખાતરી થાય છે —

त माउलीहून मायाळ। चंद्राहूनी शीतळ।
पाणियाहूनी पातळ। कल्लोळ प्रेमाचा ॥१॥
देऊं काशाची उपमा। दुजी तुज पुरुषोत्तमा।
ओवाळूनी नामा। तुज्यावरूनी टाकिलो ॥२॥
तुका म्हणे रे अमृता। गोड त्याही तू परता।
पांचा तत्वाचा जनिता। सकळ सत्तानायक ॥३॥

माहीं न बोलोनी आना । उगाच चरणीं ठविनो माथा ।
तुका ह्मणे पदरिनाथा । क्षमा करी अपराध ॥४॥

'પ્રભુ, તું માતા કરતાં મમતાળુ છે, તું ચંદ્ર કરતાં શીતળ છે, તું પાણી કરતાં પાતળો છે, તું પ્રેમનો કલ્લોલ છે, તને હું શાની ઉપમા આપું? તારા નામ પર ઓવારણાં લઉં છું તેં મધુર અમૃત નિર્માણ કર્યું છે, પરંતુ તું પોતે તેના કરતાયે મધુર છે. તું પાંચ તત્ત્વનો કર્તા, સર્વસત્તાનાયક છે હું હવે કાંઈ બોલતો નથી. તારાં ચરણો ઉપર શાંતિથી માથું મૂકું છું મારા અપરાધ ક્ષમા કર.'

આમાં તેમની ભાવોત્કટતાની પરિસીમા થયેલી દેખાઈ આવે છે

સંત તુકારામની ખરી સ્થિતિની ઓળખાણ કરવા માટે તેમના અનુભવોમાંથી જ આપણે પસાર થવું જોઈએ. તેમના જેટલી ઉત્કટ ભાવના ક્વચિત્ કોઈમાં જોવા મળશે માન અને દંભ વિષે તેમના જેટલો કટાક્ષ ભાગ્યે જ કોઈમાં દેખાશે તેમના ઘરમાં બધી રીતે ગરીબી હોવા છતાં શિવાજી મહારાજે મોકલેલા ધનને પાછું દેવું અને આપેલા માનસન્માનનો તેમણે સ્વીકાર ન કર્યો. આવી નિરપેક્ષતા ક્વચિત જ કોઈ સાધી શકે પણ આ બધી સિદ્ધિઓ જેણે સિદ્ધ કરી હતી એવી એ વિભૂતિ ત્રણસો વરસ પહેલાં ભારતમાં થઈ ગઈ એ આપણું જ નહીં પણ માનવજાતિનું મહદ્ ભાગ્ય છે

સાધારણ સ્થિતિમાં એમનો જન્મ થયો હતો, બ્રાહ્મણ જેવી ઉચ્ચ જાતિમાં જન્મેલા ન હોવાને કારણે તેમને વિશેષ શિક્ષણ પણ મળ્યું નહોતું, એવી સ્થિતિમાં પોતાનો ધંધોરોજગાર ચલાવતા નાનપણથી જ એક પછી એક આવેલી આપત્તિઓને લીધે મૂળના સાત્ત્વિક સ્વભાવમાંથી વૈરાગ્યની જ્વાળા સંત તુકારામના હૃદયમાં ઉદ્ભવી આગળ જતાં સંસારની આપત્તિઓ જેમ જેમ વધતી ગઈ તેમ તેમ તેમનો વૈરાગ્ય, તેમની ઈશ્વરનિષ્ઠા વધતા જ ગયા તે અવસ્થામાં તેમનું મનોમંથન વધારે તીવ્રતાથી થતું રહ્યું અને તેમાંથી જ માનવી જીવનને

અત્યત ઉપયોગી એવા અનુભવના બોધવચનો બહાર પડયા તેમનુ જીવન અનેક મહાન અનુભવો પ્રાપ્ત કરવામા ગયુ

આ પ્રસ્તાવનામા અને પુસ્તકમા આપેલા અભગો પરથી તેમના જીવનની કઈક કલ્પના આવી શકશે પ્રસ્તાવનાના પ્રારભમા જ મે કહ્યુ છે કે, સત તુકારામના જેટલી ખ્યાતિ મહારાષ્ટ્રમા કોઈ પણ સતને પ્રાપ્ત થયેલી નથી સસારનો ત્યાગ ન કરતા તેમણે પરમાર્થ-પ્રાપ્તિ કરી લીધી સાદી લોકભાષામા અભગો રચીને લોકોને ઉપદેશ કર્યો ઉત્કટ ભક્તિભાવના, નિરપેક્ષતા, સરળતા વગેરે તેમના મહાન ગુણોથી લોકો તેમના તરફ આકર્ષાયા, લોકોને તેઓ અત્યત પૂજનીય થયા તેમનો એક પણ અભગ જેને આવડતો ન હોય તથા તેમના એક પણ અભગની માહિતી જેને ન હોય એવો શિક્ષિત કે અશિક્ષિત, શ્રીમત કે ગરીબ મનુષ્ય મહારાષ્ટ્રમા મળશે નહી ભીખ માગતો ભિખારી પણ સત તુકારામના અભગને જાણે છે અભગનાં કેટલાક ચરણો તો લોકોમા કહેવતરૂપે વપરાય છે તેમના અભગોમા, તેમના ઉદ્‌ગારોમા ઈશ્વરપ્રાપ્તિની વ્યાકુળતા ઉત્પન્ન કરવાનુ સામર્થ્ય છે અને જ્ઞાન આપીને તેને શાંત કરવાની પણ શક્તિ છે જેઓ તેમનો અભ્યાસ કરશે તેમને આ પ્રકારનો અનુભવ આવ્યા વગર રહેશે નહી

સદ્‌ગત મિત્ર શ્રી કિશોરલાલની હયાતીમા તેમના આ અનુવાદાત્મક અભગો પુસ્તકરૂપે છાપવાનો પ્રસગ આવ્યો હોત તો તેનુ સ્વરૂપ આના કરતા કાઈક જુદુ આવ્યુ હોત ગુજરાતી વાચકોને સત તુકારામની ઓળખાણ કરાવવા માટે આના કરતા બીજા ઉત્કૃષ્ટ અભગો કદાચ તેમણે પસદ કર્યા હોત અને પ્રસ્તાવના પણ તે જ દૃષ્ટિએ તેમણે લખી હોત દુર્ભાગ્યે તે યોગ આપણને પ્રાપ્ત ન થયો તેમની આ અભગ-કૃતિ વાચકોની સમક્ષ લાવવાનુ શ્રેય શ્રી મુકુલભાઈને છે મારા ઉપરના તેમના પ્રેમને લીધે પ્રસ્તાવનાનુ કામ તેમણે મને સોપ્યુ શ્રી કિશોરલાલભાઈએ કરવાનુ કામ મારે કરવુ પડ્યુ તે બદલ એક બાજુથી મને ખેદ થાય છે, તો શ્રી મુકુલભાઈએ સોપેલુ

કાર્ય હું જેમ તેમ કરી શક્યો તેથી બીજી બાજુથી કંઈક સારુંયે લાગે છે. આ પુસ્તકના અભંગો વાચકોને પ્રિય થાય અને તેના વાચનથી સંત તુકારામનો અભંગ-સંગ્રહ વાંચી તેનો અભ્યાસ કરવાની ઇચ્છા તેમનામાં જાગ્રત થાય એ જ પ્રાર્થના.

દાદર–શાંતિકુંજ
મુંબઈ – ૧૪ કેદારનાથ
તા. ૧૫–૮–'૫૬

૬

१

अल्प माझी मती । म्हणोनि येतो काकुलती ॥ १ ॥
मज दाखवा दाखवा । तुज पाउलें केशवा ॥ २ ॥
धीर माझ्या मना । नाहीं नाहीं नारायणा ॥ ३ ॥
तुका म्हणे दया । मज करा अभागिया ॥ ४ ॥

२

जरि मी नव्हतों पतित । तरि तू पावन कैंचा येथ ॥ १ ॥
म्हणोनि माझें नाम आधीं । मग तू पावन कृपानिधी ॥ २ ॥
लोहो महिमान परिसा । नाहीं तरी दगड तैसा ॥ ३ ॥
तुका म्हणे याचकभावें । कल्पतरु मान पावे ॥ ४ ॥

३

बुडतां आवरीं । मज भवाचे सागरीं ॥ १ ॥
नको मानूं भार । पाहों दोषाचे डोंगर ॥ २ ॥
आहे तें सामाळीं । तुझी कीर्ती ब्रीदावळी ॥ ३ ॥
तुका म्हणे दोषी । मी तों पातकाची राशी ॥ ४ ॥

## ૧

અલ્પ મારી મતિ, તેથી ગુજારું વીનતી. ૧
મને દાખવ, દાખવ, તારું ચરણ કેશવ. ૨
ધીરજ મારે મન, નથી નથી નારાયણ. ૩
તુકા અભાગિયા ઉપર, કરો દયા કરુણાકર. ૪

## ૨

જો હું ન હોત પતિત, તું કયાંથી પાવન ખચીત ? ૧
માટે મારું નામ આદે, પછી તું પાવન કૃપાનિધે. ૨
લોઢે મોટો સ્પર્શમણિ, નહિ તો પથ્થરની કણી. ૩
તુકા યાચકને કામે, કલ્પતરુ માન પામે. ૪

## ૩

ડૂબતો ઉગાર, મને ભવાબ્ધિ મોઝાર. ૧
ગણીશ ના ભાર, જોઈ દોષોનો પહાડ. ૨
છું તેવો તાર, તારું બિરુદ વિચાર. ૩
તુકો કહે ગુનેગાર, હું તો પાપનો ભંડાર. ૪

४

वाट्ुली पाहाता सिणले डोळुले ।
दाविसी पाउलें कैंवो डोळा ।। १ ।।
तू माय माउली कृपेची साउली ।
विठ्ठले पाहिली वास तुझी २ ।।
का वा मोकलिलें कवणा निरविलें ।
कठिण कैसें झालें हृदय तुझें ।। ३ ।।
तुका म्हणे माझ्या आमावल्या वाह्या ।
तुज क्षेम द्याया पाडुरंगा ।। ४ ।।

५

तुम्हा ठावा होता देवा । माझे अंतरीचा हेवा ।। १ ।।
होती कागानें मुटका । तरी हे वैकुंठनायका ।। २ ।।
नसतें माभळिरें । जरी तुम्ही आश्वामिलें ।। ३ ।।
तुका म्हणे कृपाळुवा । बरवा केला सावाघावा ।। ४ ।।

६

सोडिला मसार । माया तयावरी फार ।। १ ।।
धावे चाले मागें मागें । सुगदु म साहे अगें ।। २ ।।
यानें घ्यावें नाम । तींगी करणें त्याचें काम ।। ३ ।।
तुका म्हणे मोठी । विठाई कृपेची कोवळी ।। ४ ।।

## ૪

વાટડી પેખતાં થાકી ગયાં નેણ,<br>
દેખાડીશ ચરણ, ક્યારે દેવ! ૧

તું મારી માવડી, કૃપાની છાંયડી,<br>
વિઠ્ઠલા વાટડી, જોઉં તારી. ૨

કાં રે તરછોડ્યો? દીધો કોને હાથે?<br>
કઠણ કેમ હૃદે[1] કર્યું તારું? ૩

તુકો કહે ભુજા ફરકતી મારી,<br>
મળવા બાથ ભરી પાંડુરંગ. ૪

## ૫

તમે ન જાણત વિશ્વેશ, મારા અંતરની હોંશ. ૧<br>
તો કેમ છૂટકો થાત, મારો વૈકુંઠના નાથ? ૨<br>
જો સંભાળ્યો ન હોત, નહિ આશ્વાસન દેત. ૩<br>
તુકો કહે, કૃપાનાથે, ઠીક ઝાલ્યો નહોત હાથે. ૪

## ૬

મૂકે જે સંસાર, કૃપા તે પર અપાર. ૧<br>
દોડે ચાલે કેડે કેડે, સુખ-દુઃખ જાતે ખેડે. ૨<br>
આણે લેવું એનું નામ, તેણે કરવું તેનું કામ. ૩<br>
તુકારામ કહે ભોળી, વિઠાઈ[2] કૃપાની પૂતળી. ૪

---

૧. હૃદય. ૨. વિઠ્ઠલ રૂપી માતા. મહારાષ્ટ્રના સંતોએ ઈશ્વરને અનેક ઠેકાણે માતાની ઉપમા આપેલી છે.

७

बैसों खेळू जेवूं । तेथें नाम तुझें गाऊं ॥ १ ॥
रामकृष्णनाममाळा । घालू ओवुनियां गळा ॥ २ ॥
विश्वाम हा धरूं । नाम वळकट करूं ॥ ३ ॥
तुका म्हणे आतां । जीवन शरणागता ॥ ४ ॥

८

तुझे थोर थोर । भक्त करितो विचार ॥ १ ॥
जपतपादि साधनें । मज चिंतवेना मनें ॥ २ ॥
करुणावचनें । म्या भाकावी तुम्हा दीनें ॥ ३ ॥
तुका म्हणे घेई । माझे थोड फार ठायीं ॥ ४ ॥

९

काय नव्हे करिता तुज । आता राखें माझी लाज ॥ १ ॥
मी तो अपराधाची राशी । शिरा अंगुष्ठ तो पाशी ॥ २ ॥
आहें, आहें, आहें । मज कृपादृष्टी पाहें ॥ ३ ॥
तुका म्हणे देवा । राख घ्यावी आता सेवा ॥ ४ ॥

१०

क्रियामति–हीन । एक मी गा तुझ दीन ॥ १ ॥
देवा करावा सांभाळ । वारी माझी तळमळ ॥ २ ॥
नको माझे ठायीं । गुणदोष घालू कांहीं ॥ ३ ॥
अपराधाच्या कोटी । तुका म्हणे घाली पोटीं ॥ ४ ॥

બેસશું, રમશું, ખાશું, તહાં નામ તારું ગાશું. ૧
રામકૃષ્ણ-નામ-માળા ધારી, શોભાડશું ગળાં.[1] ૨
વિશ્વાસ એ ધરશું, નામ બળવાન કરશું. ૩
તુકો કહે જીવન, હવે રહ્યું તારે શરણ. ૪

## ૮

તારા પરમ પરમ, ભક્ત વિચારે મરમ. ૧
જપ તપાદિ સાધને,—હુંથી ચિંતાય ના મને. ૨
કરુણા વચન, તને ભાખું હું તો દીન. ૩
તુકો કહે માનો, મારું થોડું ઝાઝું જાણો. ૪

## ૯

કરવા શું ના તને શકય, હવે રાખ મારી પત.[2] ૧
હું તો અપરાધોનો નિધિ, નખથી શિખા સુધી. ૨
ત્રાહે, ત્રાહે, ત્રાહે, હું પર કૃપાદૃષ્ટિ વહે. ૩
તુકો કહે, દેવ, સત્ય અંગીકારો સેવ. ૪

## ૧૦

ક્રિયામતિ–હીન, એક તારો છું હું દીન. ૧
પ્રભુ, લેજે તું સંભાળ, મારી ઠાર હૈયાઝાળ. ૨
ગુણદોષ કંઈ મારા સંભળાવતો નહિ. ૩
કોટિ દોષ મારા વેક, તુકા, રાખી મોટું પેટ. ૪

---

૧. અક્ષરશ: અનુવાદ—'પરોવી ગળે પહેરશું'–એવો થાય. ૨. આબરૂ; ટેક.

११

न संडवे अन्न । मज न सेववे वन ॥ १ ॥
म्हणउनी नारायणा । कींव भाकितों करुणा ॥ २ ॥
नाहीं अधिकार । कांहीं घोकाया अक्षर ॥ ३ ॥
तुका म्हणे थोडें । आयुष्य वेंचे अवघें कोडें ॥ ४ ॥

१२

गंगेचिया अंताविण काय चाड ।
आपुलें तें कोड तृषेपाशीं ॥ १ ॥
विठ्ठल हे मूर्ति साजिरी सुंदर ।
घालूं निरन्तर हृदयपुटीं ॥ २ ॥
कारण तें असे नवनीतापाशीं ।
गवाळ तें सोसी इतर कोण ॥ ३ ॥
बाळाचे मोडीतें घास घाली माता ।
अट्टाहास चिंता नाहीं तया ॥ ४ ॥
गाऊं नाचों करूं आनंदसोहळा ।
भावचि वेगळा नाहीं आता ॥ ५ ॥
तुका म्हणे अवघें जालें एकमय ।
परलोकाची काय चाड आता ॥ ६ ॥

## ૧૧

ન ત્યજાયે અન્ન, હુંથી સેવાય ના વન. ૧
માટે, નારાયણા, દીન યાચું હું કરુણા. ૨
નથી અધિકાર, કંઈ ગોખવા અક્ષર. ૩
તુકા કોકડું ભૂંડું, મારુ આયુષ એળે જતું. ૪

## ૧૨

ગંગા તણો અંત ન જાણ્યે શો દોષ?
પૂરી થાય હોશ, તૃષા છીપ્યે. ૧
વિઠ્ઠલની મૂર્તિ રમણ સુદર,
રાખું નિરંતર હૃદા વિષે ૨
ગરજ જો સરે માખણને ગોળે,
બગરું[1] સંભાળે એવો કોણ? ૩
બાળની સવડે માતા આપે શ્વાસ,
તેને નહિ ત્રાસ-ચિંતા કાંઈ. ૪
ગાઉં, નાચું, કરુ આનંદથી લ્હેર,
ન ભાવ ઇતર, રહ્યો જુદો. ૫
તુકો કહે સર્વે થયુ એકમય,
હવે પ્રીત નહોય પરલોકે. ૬

---

૧. ઘી તાવવાથી ઉપર તરી આવતો કચરો

## १३

मनवाचातीत तुझें हे स्वरूप ।
म्हणोनिया माप भक्ति केलें ॥ १ ॥
भक्तिचिया मापें मोजितो अनंता ।
इतरांतें तत्त्वता न मोजवे ॥ २ ॥
योग याग तपें देहाचिया योगें ।
ज्ञानाचिया लागें न सांपडसी ॥ ३ ॥
तुका म्हणे आम्ही भोळ्या भावें सेवा ।
घ्यावी जी केशवा करितो ऐसी ॥ ४ ॥

## १४

तुझे वर्णू गुण ऐसी नाही मती ।
राहिल्या त्या श्रुती मौन्यपणें ॥ १ ॥
मौन्यपणें वाचा योंटावल्या चारी ।
ऐसे तुझें हरी रूप आहे ॥ २ ॥
रूप तुझें ऐसें डोळा न देखवे ।
जेथें हे सकळ ब्रह्मादिक ॥ ३ ॥
ब्रह्मादिका देवा कर्माची कचाटी ।
म्हणोनि आटाटी फार त्यासी ॥ ४ ॥
तुका म्हणे तुझें गुण नाम रूप ।
आहेसी अमुप वाणू काई ॥ ५ ॥

## ૧૩

મનવાચાતીત સ્વરૂપ છે તારું,
તેથી મેં સ્વીકાર્યું ભક્તિ માપ. ૧

ભક્તિ તણા માપે માપું હું અનંત,
ઇતર ન રીત સાચી એકે. ૨

યોગ-યાગ-તપે, દેહ તણા કષ્ટે,
જ્ઞાનેય સાટે મળે ના તું. ૩

તુકારામ તણી ભોળે ભાવે સેવ,
સ્વીકાર કેશવ, જેવી કરું. ૪

## ૧૪

તારા ગુણ ગાવા નહીં મુજ મતિ,
રહી સર્વ શ્રુતિ મૌન ધરી. ૧

મૌન ધરી વાણી ચારે થઈ ચૂપ,
એવું છે અનુપ[૧] રૂપ તારું. ૨

રૂપ તારુ એવું નેત્ર નહિ પેખે,
ત્યાં સર્વ થાકે બ્રહ્માદિક. ૩

બ્રહ્માદિક દેવો થયા કર્મબદ્ધ,
તેથી ખટાટોપ તેને ઘણો. ૪

તુકો કહે તારાં ગુણ, નામ, રૂપ,
અતિશે અનુપ, કેમ વર્ણું ? ૫

૧. અજોડ, શ્રેષ્ઠ.

## १५

तुज पाहावें हे धरितों वासना ।
परि आचरणा नाही ठाव ॥ १ ॥
करिसी कैवार आपुलिया सत्ता ।
तरिच देखता होईन पाय ॥ २ ॥
बाहिरल्या वेषें उत्तम दंडिलें ।
भीतरी मुंडिलें नाही तैसें ॥ ३ ॥
तुका म्हणे वाया गेलोंच मी आहे ।
जरी तुम्ही माहे न व्हा देवा ॥ ४ ॥

## १६

विठ्ठल सोयरा सज्जन सांगाती ।
विठ्ठल हा चित्ती बैसलासे ॥ १ ॥
विठ्ठलें हे अंग व्यापिली हे काया ।
विठ्ठल हे छाया माझी मज ॥ २ ॥
बैसला विठ्ठल जिव्हेचिया माथा ।
न वदे अन्यथा आन दुजें ॥ ३ ॥
सकळा इंद्रिया मन एक प्रधान ।
तेंही करी ध्यान विठोबाचें ॥ ४ ॥
तुका म्हणे या विठ्ठलासी आता ।
नये विसवता माझे मज ॥ ५ ॥

## ૧૫

હોંશ રાખું મને તને દેખું એવી,
આચરણ નહિ પત્તો કાંઈ. ૧

નિજ બળે થાય મને તું સહાય,
તો જ તારા પાય દેખી શકું. ૨

ઉત્તમ હું સજ્યો બાહ્ય આડંબરે,
મુંડન અંતરે નહીં તેવું. ૩

તુકો કહે જીવન ગયું સર્વ એળે,
જો નહિ વ્હારે ધાઓ, દેવ. ૪

## ૧૬

પ્રભુ મારો સગો સંગાથી સજ્જન,
પ્રભુ મારે મન બેઠો દૃઢ. ૧

પ્રભુ મારાં અંગો, વ્યાપી મારી કાયા,
પ્રભુ મારી છાયા બન્યો મને. ૨

પ્રભુ મારો બેઠો રસનાની ટોચે,
નહિ વદું વાચે અન્ય કાંઈ. ૩

સકળ ઇંદ્રિયે મનડું પ્રધાન,
તેયે કરે ધ્યાન પ્રભુજીનું. ૪

તુકો કહે હવે પ્રભુનો વિસાર[1],
અશક્ય લગાર ઇચ્છું તોયે. ૫

---

૧. વિસ્મરણ.

## १७

काम क्रोध आड पडले पर्वत ।
राहिला अनंत पलीकडे ॥ १ ॥
नुलघवे मज न सापडे वाट ।
दुस्तर हा घाट वैरियाचा ॥ २ ॥
आता कैचा मज सखा नारायणा ।
गेला अंतरोन पांडुरंग ॥ ३ ॥
तुका म्हणे व्यर्थ मोलाचे शरीर ।
गेले हा विचार कळो आला ॥ ४ ॥

## १८

कळोनि राहो जरी आत्माचि प्रमाण ।
निश्चय नव्हे मन काय करूं ॥ १ ॥
जेवलियाविण काशाचे ढेंकर ।
शब्दाचे प्रकार शब्दचि ते ॥ २ ॥
पुरे पुरे आता तुमचें ब्रह्मज्ञान ।
आम्हांसी चरण न सोडणें ॥ ३ ॥
विरोधें विरोध वाढे पुढतोपुढती ।
वासनेचे हाती गर्भवास ॥ ४ ॥
साडीमाडी अंगी वसे पुण्यपाप ।
बधनें संकल्प याचि नांवे ॥ ५ ॥
तुका म्हणे नाही मुक्तता मोकळी ।
ऐसा कोण बळी निरसी देह ॥ ६ ॥

## ૧૭

કામ ક્રોધ ઊભા આડા આ ડુંગર,
અનંતનું ઘર પેલી કોરે. ૧
ઓળંગી ન શકું, મળે નહિ વાટ,
દુસ્તર આ ઘાટ વેરીઓનો. ૨
હવે કેમ મારા સખા નારાયણ,
રહ્યા અન્તર્ધાન, પાંડુરંગ. ૩
તુકો કહે મારો દેહ મહામૂલો,
એળે જાય ચાલ્યો, જોઉં સ્પષ્ટ. ૪

## ૧૮

કરી રહેવા ઇચ્છું આત્મા જ પ્રમાણ,
નિશ્ચળ ન રહે મન, કેમ કરું ? ૧
જમ્યા વિના શાણે[1] આવે ઓડકાર ?
શબ્દોના પ્રકાર[2] શૂન્ય વસ્તુ. ૨
પૂરું પૂરું હવે લૂખું બ્રહ્મજ્ઞાન,
અમે તો ચરણ રાખ્યું ઝાલી. ૩
વિરોધ વિરોધ આગે આગે વાધે,
વાસનાને હાથે ગર્ભવાસ. ૪
ધરછોડ[3] અંગે વસે પુણ્ય પાપ,
બંધન–સંકલ્પ તેનાં નામ. ૫
તુકો કહે નહિ મુક્તિ પડી વીલી,
એવો કોણ બળી[4], નિરસે[5] દેહ ? ૬

---

૧. શા કારણે. ૨. વાનીઓ. ૩. આ કરું, આ છોડું–એના આગ્રહમાં. ૪. બળિયો. ૫. નિરાસ કરે, વિચારથી દૂર કરે.

तुज वर्णी ऐसा तुजविण नाही ।
दुजा कोणी तीही त्रिभुवनी ।। १ ।।
सहस्रमुखें शेष सिणला बापुडा ।
चिरलिया घडा जिव्हा त्याच्या ।। २ ।।
अव्यक्ता अलक्षा अपारा अनंता ।
सच्चिदानंदा नारायणा ।। ३ ।।
रूप नाम घेसी आपुल्या स्वइच्छा ।
होसी भाव तैसा त्याकारणें ।। ४ ।।
तुका म्हणे जरी दाविसी आपणा ।
तरिच नारायणा कळो यसी ।। ५ ।।

२०

माझ्या विठोबाचा कैसा प्रेमभाव ।
आपणचि देव होय गुरु ।। १ ।।
पढियें देहभाव पुरवितो वासना ।
अंती तें आपणापाशी न्यावें ।। २ ।।
मागें पुढें उभा राहे सांभाळीत ।
आलिया आघात निवारावे ।। ३ ।।
योगक्षेम त्याचें जाण जडभारी ।
वाट दावी करी धरूनिया ।। ४ ।।
तुका म्हणे नाही विश्वास ज्या मनीं ।
पाहावें पुराणी विचारूनी ।। ५ ।।

२१

कृपावंत किती । दीनें बहु आवडती ॥ १ ॥
त्यांचा भार वाहे माथां । करी योगक्षेमचिंता ॥ २ ॥
भुलों नेदी वाट । करीं धरूनि दावी नीट ॥ ३ ॥
तुका म्हणे जीवें । अनुसरतां एका भावें ॥ ४ ॥

२२

करितां कोणाचेंही काज । नाहीं लाज देवासी ॥ १ ॥
बरें करावें हें काम । धरिलें नाम दीनबंधु ॥ २ ॥
करूनि आराणूक पाहे । भक्ता साह्य व्हावया ॥ ३ ॥
बोले तैसी करणी करी । तुका म्हणे एक हरी ॥ ४ ॥

२३

भक्ताविण देवा । कैचें रूप घडे सेवा ॥ १ ॥
शोभविलें येरयेरां । सोनें एके ठायीं हिरा ॥ २ ॥
देवाविण भक्ता । कोण देता निष्कामता ॥ ३ ॥
तुका म्हणे बाळ । माता जैसें स्नेहजाळ ॥ ४ ॥

२४

भक्त देवाघरिचा सुना । देव भक्ताचा पोसणा ॥ १ ॥
येरयेरां जडलें कैसें । जीवा जग जैसें तैसें ॥ २ ॥
देव भक्ताची कृपाळु माता । भक्त देवाचा जनिता ॥ ३ ॥
तुका म्हणे जग । एक एकाचिया अंग ॥ ४ ॥

२५

पापाची वासना नको दावू डोळा ।
त्याहुनी अधळा बराच मी ॥ १ ॥

निदेचें श्रवण नको माझे कानी ।
बधिर करोनी ठेवी देवा ॥ २ ॥

अपवित्र वाणी नको माझ्या मुखा ।
त्याजहुनि मुका बराच मी ॥ ३ ॥

नको मज कधी परस्त्रीसगति ।
जनातून माती उठता भली ॥ ४ ॥

तुका म्हणे मज अवघ्याचा काटाळा ।
तू एक गोपाळा आवडसी ॥ ५ ॥

२६

न मिळो खावया न वाढो सतान ।
परि हा नारायण कृपा करो ॥ १ ॥

ऐसी माझी वाचा मज उपदेशी ।
आणीक लोकासी हेचि सागे ॥ २ ॥

विटवो शरीर होत का विपत्ती ।
परि राहो चित्ती नारायण ॥ ३ ॥

तुका म्हणे नाशिवत हें सकळ ।
आठवे गोपाळ तेंचि हित ॥ ४ ॥

## ૨૫

પાપી વાસનાયે નહિ જુઓ આંખો,
તેથી ભલે અંધો રહું હું તો. ૧

નિંદાનું શ્રવણ ન હો મારે કાને,
બધિર કરીને રાખો પ્રભો. ૨

અપવિત્ર વાણી ન હો મારે મુખ,
તેથી ભલે મૂક રહું હું તો. ૩

ન હો મને કદી પરસ્ત્રીસંગતિ,
જગથીયે મટી જતાં ભલે. ૪

તુકા મને આવ્યો સહુથી કંટાળો,
લાગે એક વ્હાલો ગોપાળો તું. ૫

## ૨૬

નહિ મળો ખાવા, ન વધો સંતાન,
પણ નારાયણ કૃપા કરો. ૧

એવી મારી વાચા ઉપદેશે મને,
વળી લોકનેયે તે જ ભાખે. ૨

રિબાઓ શરીર ગમે તે વિપત્તે,
પણ રહો ચિત્તે નારાયણ. ૩

તુકો કહે, નાશવંત આ સકળ,
સ્મરવા ગોપાળ તે જ હિત. ૪

## २७

हेंचि दान देगा देवा । तुझा विसर न व्हावा ।। १ ।।
गुण गाईन आवडी । हेंचि माझी सर्व जोडी ।। २ ।।
नलगे मुक्ति धन संपदा । संतसंग देईं सदा ।। ३ ।।
तुका म्हणे गर्भवासी । सुखें घालावें आम्हांसी ।। ४ ।।

## २८

पवित्र ते कुळ पावन तो देश ।
जेथें हरिचे दास जन्म घेती ।। १ ।।
कर्मधर्म त्यांचे जाला नारायण ।
त्याचेनि पावन तिन्ही लोक ।। २ ।।
वर्णअभिमानें कोण जाले पावन ।
ऐसें द्या सांगून मजपाशी ।। ३ ।।
अंत्यजादि योनी तरल्या हरिभजनें ।
तयाची पुराणें भाट जाली ।। ४ ।।
वैश्य तुळाधार गोरा तो कुंभार ।
धागा हा चांभार रोहिदास ।। ५ ।।
कबीर मोमीन लतिफ मुसलमान ।
सेना न्हावी आणि विष्णुदास ।। ६ ।।
कान्होपात्रा खोदु पिंजारी तो दादु ।
भजनी अभेदु हरिचे पायी ।। ७ ।।

આ જ દાન આપો, હરિ, તને જાઉં ન વીસરી ૧
પ્રેમે ગાઇશ ગુણ, મારું એ જ સર્વ ધન ૨
નેચ્છું[1] મુક્તિ ધન સંપદા, સંત સંગ દેજે સદા ૩
તુકો કહે, ગર્ભવાને મને ઘાલજે તું સુખે ૪

૨૮

પવિત્ર તે કુળ, પાવન તે દેશ,
જ્યાં હરિના દાસ ધરે જન્મ ૧
કર્મધર્મ તેના સર્વ નારાયણ,
તેનાથી પાવન ત્રણે લોક ૨
વર્ણ અભિમાને થયા જે પાવન,
જણાવો, સુજાણ, તેના નામ ૩
અંત્યજાદિ વર્ણો તર્યાં હરિનામે,
ગાયો છે પુરાણે તેનો યશ ૪
વૈશ્ય તુલાધાર, ગોરો તો કુંભાર,
મોચીડો ચમાર રોહીદાસ ૫
કબીર મોમીન, લતીફ મુસલમાન,
સેનો નાવી[2], જાણ, વિષ્ણુદાસ ૬
દાદુ તે પીંજારો, કાનોપાત્રા[3], ખોદ[4],
પામ્યા તે અભેદ પ્રભુપદે ૭

---

૧ ન ઇચ્છું ૨ હજામ ૩ વેશ્યા હતી ૪ નપુંસક હતો

## ३०

धांव घाली आई । आता पाहातोसी काई ॥ १ ॥
धीर नाही माझे पोटीं । झालों वियोगें हिपुटी ॥ २ ॥
करावें शीतळ । बहु झाली हळहळ ॥ ३ ॥
तुका म्हणे डोई । कधी ठेवीन हे पायीं ॥ ४ ॥

## ३१

न कळता काय करावा उपाय ।
जेणें राहे भाव तुझ्या पायीं ॥ १ ॥
येऊनिया वास करिसी हृदयीं ।
ऐसें घडे कई कासयानें ॥ २ ॥
साच भावें तुझें चितन मानसीं ।
राहे हें करिसी कें गा देवा ॥ ३ ॥
लटिकें हें माझें करूनिया दुरी ।
साच तू अतरीं येउनि राहें ॥ ४ ॥
तुका म्हणे मज राखावें पतिता ।
आपुलिया सत्ता पाडुरगा ॥ ५ ॥

## ३२

एक भाव चित्तीं । तरी न लगे काही युक्ती ॥ १ ॥
कळों आलें जीवें । मज मासियाचि भावें ॥ २ ॥
आठवचि पुरे । सुख अवघें मोहरे ॥ ३ ॥
तुका म्हणे मन । पूजा इच्छी नारायण ॥ ४ ॥

દોડી આવ માડી, શુ જુએ ર્‌હી ધીરી? ૧
ધીર નહિ માને ઉર, થાઉ વિયોગે આતુર ૨
દે શાંતિ તુ શીતળ, બહુ થયો હુ વિહ્વળ ૩
તુકો કહે, શિર ક્યારે મૂકુ પાયે સ્થિર? ૪

૩૧

ન જાણું હું કેવો કરવો ઉપાય, ૧
ભાવ તારે પાય રહે જેથી
આવીને તુ વાસ કરે મુજ હૈયે,
કેમ, ક્યારે કહે, બને એવુ? ૨
સાચ ભાવે તારુ મનમા ચિંતન,
રહે પ્રતિક્ષણ, કરે પ્રભુ! ૪
મિથ્યા મારુતારુ કરીને તુ દૂર,
સત્ય તુ અંતર આવી રહે ૪
તુકો હુ પતિત કરજો સંભાળ,
રક્ષજો, કૃપાળ, નિજ બળે ૫

૩૨

અનન્ય ભાવે ભક્તિ, નવ લાગે બીજી યુક્તિ ૧
એમ સમજાયુ મને[1], મુજ ભાવબળે મને ૨
તવ સ્મૃતિ માત્ર બસ, સુખ સર્વ તેને વશ ૩
તુકો કહે નારાયણ, ઇચ્છે માનસી પૂજન ૪

---

[1] મનથી

चोखामेळा वंका जातीचा महार ।
त्यासी सर्वेश्वर ऐक्य करी ।। ८ ।।
नामयाची जनी कोण तिचा भाव ।
जेवी पंढरीराव तियेसर्वे ।। ९ ।।
मैराळ जनक कोण कुळ त्याचें ।
महिमान तयाचें काय सांगों ।। १० ।।
यातायातीधर्म नाही विष्णुदासा ।
निर्णय हा ऐसा वेदशास्त्री ।। ११ ।।
तुका म्हणे तुम्ही विचारावे ग्रंथ ।
तारिले पतित नेणो किती ।। १२ ।।

## २९

का हो एथें काळ आला आम्हा आड ।
तुम्हापाशी नाड करावया ।। १ ।।
का हो विचाराचे पडिलें सांकडें ।
काय ऐसें कोडें उपजलें ।। २ ।।
का हो उपजेना द्यावी ऐशी भेटी ।
काय द्वैत पोटी धरिलें देवा ।। ३ ।।
पाप फार किंवा जालासी दुर्बळ ।
मागिल तें बळ नाही आता ।। ४ ।।
काय जाले देणें निघालें दिवाळें ।
की बांधलासि बळें ऋणेंपायी ।। ५ ।।
तुका म्हणे कां रे ऐसी केली गोवी ।
तुझी माझी ठेवी निवडूनीया ।। ६ ।।

ચોખામેળો, બંકો જાતિના મહાર[1],
તેશું સર્વેશ્વર ઐક્ય કરે. ૮
નામા તણી જની, કેવો તેનો ભાવ?
જમે પંઢરીરાવ તેના ભેળા! ૯
મૈરાળ જનક, નહિ કુળ જાણું,
માહાત્મ્ય શું તેનું કહેવું મુખે? ૧૦
જાતિપાંતિ ધર્મ વૈષ્ણવને નહિ હોય,
કર્યો છે નિર્ણય વેદશાસ્ત્રે. ૧૧
તુકો કહે તમે ખોળી જુઓ ગ્રંથ,
કેટલા પતિત તાર્યા આગે. ૧૨

૨૯

કે શું અહીં કાળ આવ્યો મારે આડે,
ભેદ વચ્ચે પાડે વિરોધી તે? ૧
કે શું પડી મોટી વિચારોની ગૂંચ,
ઊપજે સંકોચ એવો પ્રશ્ન? ૨
કે નહિ થાય ભેટવાની વૃત્તિ,
એવી દ્વૈતબુદ્ધિ ધરી દિલે? ૩
પાપ મારુ વધ્યુ કે બન્યો તું દુર્બળ,
પૂર્વનુ તે બળ રહ્યુ નહિ? ૪
કે અતિ ઋણે મોઢું સંતાડીને રાખો?
કે બંધને શું નાંખ્યો લેણદારે? ૫
તુકો કહે શાને વાળે છે તું ગોટો?
કર હક્ક છૂટો તારો મારો! ૬

---

૧. ઢેડ.

## ३०

धांव घाली आई । आता पाहातोसी काई ॥ १ ॥
धीर नाही माझे पोटीं । झालों वियोगें हिंपुटी ॥ २ ॥
करावें सीतळ । यहु झाली हळहळ ॥ ३ ॥
तुका म्हणे डोई । कधी ठेवीन हे पायी ॥ ४ ॥

## ३१

न कळतां काय करावा उपाय ।
जेणें राहे भाव तुझ्या पायीं ॥ १ ॥
येऊनिया वास करिसी हृदयी ।
ऐसें घडे कई कासयानें ॥ २ ॥
साच भावें तुझें चिंतन मानसी ।
राहे हें करिसी कं गा देवा ॥ ३ ॥
लटिकें हे माझे करूनिया दूरी ।
साच तू अंतरी येउनि राहे ॥ ४ ॥
तुका म्हणे मज राखावें पतिता ।
आपुलिया सत्ता पांडुरंगा ॥ ५ ॥

## ३२

एक भाव चित्तीं । तरी न लगे कांहीं युक्ती ॥ १ ॥
कळों आलें जीवें । मज माझियाचि भावें ॥ २ ॥
आठवचि पुरे । मुग्न अवघे मोहरे ॥ ३ ॥
तुका म्हणे मन । पूजा इच्छी नारायण ॥ ४ ॥

દોડી આવ માડી, શુ જુએ રહી ધીરી? ૧
ધીર નહિ મારે ઉર, થાઉ વિયોગે આતુર ૨
દે શાતિ તુ શીતળ, બહુ થયો હુ વિહ્વળ ૩
તુકો કહે, શિર ક્યારે મૂકુ પાયે સ્થિર? ૪

૩૧

ન જાણુ હુ કેવો કરવો ઉપાય,
ભાવ તારે પાય રહે જેથી ૧
આવીને તુ વાસ કરે મુજ હૈયે,
કેમ, ક્યારે કહે, બને એવુ? ૨
સાચ ભાવે તારુ મનમા ચિતન,
રહે પ્રતિક્ષણ, કરી પ્રભુ! ૪
મિથ્યા મારુ તારુ કરીને તુ દૂર,
સત્ય તુ અતર આવી રહે ૪
તુકો હુ પતિત કરજો સભાળ,
રક્ષજો, કૃપાળ, નિજ બળે ૫

૩૨

અનન્ય ભાવે ભક્તિ, નવ લાગે બીજી યુક્તિ ૧
એમ સમજાયુ મને[1], મુજ ભાવબળે મને ૨
તવ સ્મૃતિ માત્ર બસ, સુખ સર્વ તેને વશ ૩
તુકો કહે નારાયણ, ઇચ્છે માનસી પૂજન ૪

---

1 મનથી

३३

जेथें जातों तेथें तू माझा सांगाती ।
चालविसी हातीं धरूनिया ॥ १ ॥

चालों वाटे आम्ही तुझाचि आधार ।
चालविसी भार सवें माझा ॥ २ ॥

बोलों जातां बरळ करिसी तें नीट ।
नेली लाज धीट केलों देवा ॥ ३ ॥

अवघे जन मज झाले लोकपाळ ।
सोईरे सकळ प्राणसखे ॥ ४ ॥

तुका म्हणे आतां खेळतों कौतुकें ।
जालें तुझें सुख अन्तर्बाही ॥ ५ ॥

३४

किती विवंचना करीतसे जीवीं ।
मन धावडवी दाही दिशा ॥ १ ॥

कोणा एका भावें तुम्ही अंगीकार ।
करावा विचार याच साठीं ॥ २ ॥

इतर ते आतां लाभ तुच्छ झाले ।
अनुभवा आले गुणागुण ॥ ३ ॥

तुका म्हणे लागो अखंड समाधी ।
जावें प्रेमबोधीं* बुडोनियां ॥ ४ ॥

---

* ? प्रेमाबुधी ? हि० ध० भ०

જ્યાં જ્યાં હું જાઉં ત્યાં ત્યાં તું મારી સંગાથે,
ચલાવતો હાથે ઝાલીને હો. ૧

રસ્તે જાતાં મારે તારો જ આધાર,
ઉપાડેયે ભાર સાથે મારો. ૨

જેવું તેવું બોલું, કરી દે તું સ્પષ્ટ,
કાઢી લાજ ધૃષ્ટ[1] કીધો હેવે. ૩

સર્વે જન મારા થયા લોકપાળ,
સંબંધી સકળ પ્રાણસખા. ૪

તુકો કહે હવે ખેલુ હું નચિંત,
મળ્યુ તુજ સુખ અન્તર્બાહ્ય. ૫

૩૪

કેટલીયે કરું વિમાસણ જીવે,
મન તો દોડાવે દશે દિશા. ૧

કોઈ એક ભાવે તમે અંગીકારો,
કરવા વિચારો એ જ કાજે. ૨

બીજા સર્વ લાભો તુચ્છ હવે થયા,
અનુભવે આવ્યા ગુણ દોષ. ૩

તુકો કહે લાગો અખંડ સમાધિ,
જાઉં પ્રેમાંબુધિ – માંહી ડૂબી. ૪

૧. હિંમતવાળો.

३५

तुज मागणें तें देवा । आम्हा तुझी चरणसेवा ॥ १ ॥
आन नेघों देसी तरी । रिद्धि सिद्धि मुक्ति चारी ॥ २ ॥
सनमगति सर्व गाळ । थोर प्रेमाचा सुकाळ ॥ ३ ॥
तुका म्हणे नाम । तेणें पुरे माझें काम ॥ ४ ॥

३६

तुझा शरणागत । जन्मोजन्मीचा अंकित ॥ १ ॥
आणीक काही नेणें देवा । तुजवाचूनि केशवा ॥ २ ॥
हेंचि माझे गाणें । तुझें नामसंकीर्तन ॥ ३ ॥
तुझ्या नामाचीं भूषणें । तुका म्हणे ल्यालों लेणें ॥ ४ ॥

३७

उतरलों पार । सत्य झाला हा निर्धार ॥ १ ॥
तुझ नाम धरिलें कंठीं । केली संसाराची तुटी ॥ २ ॥
आता नव्हे बाधा । कोणेविशी काही कदा ॥ ३ ॥
तुका म्हणे काही । आता उरलें ऐसें नाहीं ॥ ४ ॥

३८

मज संताचा आधार । तूं एकलें निर्विकार ॥ १ ॥
पाहा विचारूनि देवा । नाहीं आम्हांसवें दावा ॥ २ ॥
तुज बोल न बोलवे । आम्हा भांडायाची सवे ॥ ३ ॥
तुका म्हणे तरी । ऐक्यभाव नुरे उरी ॥ ४ ॥

માગું એક જ હું દેવ, તારા ચરણની સેવ ૧
બીજું લઉં ન આપે તોયે, ઋદ્ધિ,સિદ્ધિ, મુક્તિ ચારે ૨
સતસંગ સર્વ કાળ, દઢ પ્રેમનો સુકાળ ૩
તુકો કહે રામનામ, તેણે સરે મારું કામ ૪

૩૬

હું તુજ શરણાગત, જન્મોજન્મનો અંકિત ૧
અન્ય કોઈ નહિ હોશ, તારા વિણ જગદીશ ૨
આ જ મારું ગાન, [illegible] નામનું કીર્તન ૩
તારા નામનું [illegible]ષણ, તુ[illegible] કર્યું છે ધારણ ૪

૩૭

ઊતરી ગયો પાર, પાકો થયો એ નિર્ધાર ૧
કંઠે ધર્યું તારું નામ, છોડ્યું જગને તમામ ૨
હવે ના'વે કોઈ બાધા, કોઈ વિષયની કદા ૩
તુકો કહે નહિ, હવે [illegible] [illegible] કઈ ૪

૩૮

મને સંતોનો આધાર, તને કેવળ નિર્વિકાર ૧
જો જો વિચારીને, માવ[1], હું થી સારો ના દાવ ૨
નવ બોલી શકો તમે, દેવ વઢવાની મને ૩
તુકા કહે રાખો યાદ, એકચભાવે તૂટે વાદ ૪

1 માધવ, શ્રીકૃષ્ણ

## ३९

आमुची विश्रांति । तुमचे चरण कमळापती ॥ १ ॥
पुढती पुढती नमन । घालूनिया लोटांगण ॥ २ ॥
होनि एक जाणे । काया वाचा आणि मनें ॥ ३ ॥
नीच जनालोका । तळिले पायरीस तुका ॥ ४ ॥

## ४०

ऐसे माडुनिया पुरे । क्रिविलवाणी दिसा का रे ।
कामें उर भरे । हाती नुरे मृत्तिका ॥ १ ॥
उदार हा जगदानी । पाडुरग अभिमानी ।
तुळसीदळ पाणी । चिंतनाचा भुकेला ॥ २ ॥
नलगे पुसावी चाकरी । कोणी वकील ये घरी ।
त्याचा तोचि करी । पारपत्य सकळा ॥ ३ ॥
नाही आडकाठी । तुका म्हणे जाता भेटी ।
न बोलता मिठी । उगीच पायी घालावी ॥ ४ ॥

## ४१

रूपी जडले लोचन । पायीं स्थिरावलें मन ॥ १ ॥
देहभाव हरपला । तुज पाहाता विठ्ठला ॥ २ ॥
कळो नेदी सुखदुःख । तान हरपली भूक ॥ ३ ॥
तुका म्हणे नव्हे परती । तुझ्या दर्शने मागुती ॥ ४ ॥

અમારી વિશ્રાંતિ, તારું ચરણ કમળાપતિ. ૧
વારે વારે નમન, કરીને આળોટણ[1]. ૨
આ જ એક જાણું, કાયા, વાચા, મનુ[2]. ૩
નીચ સહુ લોકે, તુકો છેલ્લે પગથિયે. ૪

## ૪૦

આમ છાંડીને ધીરે, દિસો ઓશિયાળા કાં રે;
કામે ઉર ભરે, હાથે ન રૂહે મૃત્તિકા. ૧
ઉદાર આ જગન્દાની, પાંડુરંગ અભિમાની;
તુળસીદળ પાણી, ચિંતનનો ભૂખ્યો. ૨
ન ઘટે પૃથ્વી ચાકરી, કોઈ વકીલ નાવે ઘરે;
સ્વયં સર્વ કરે, ઊઠવેઠ સકળ. ૩
નહિ આડખીલી, તુકો કહે જાતાં મળી;
ન બોલતા ગાલી, કેવળ પાદને રહો. ૪

## ૪૧

રૂપે અટક્યું લોચન, ચરણે સ્થિર થયું મન. ૧
ભૂલ્યો દેહ ભાવ, તને પેખતા કેશવ. ૨
જાણું નહિ સુખદુઃખ, જોયાં તરસ ને ભૂખ. ૩
તુકો કહે નથી ફરતી, તારા દર્શનથી વૃત્તિ. ૪

---
૧. આળોટવું તે. ૨. મનથી.

४२

आह्मी तरी आस । झालो टाकोनि उदास ॥ १ ॥
आता कोण भय धरी । पुटें मरणाचें हरी ॥ २ ॥
भलते ठायी पडो । देह तुरगी हा चडो ॥ ३ ॥
तुमचें तुह्मापाशी । आह्मी आहो जैसी तैसी ॥ ४ ॥
गेले मानामान । सुखदु खाचे खडन ॥ ५ ॥
तुका म्हणे चित्ती । नाही वागवीत खती ॥ ६ ॥

४३

तुझें रूप पाहता देवा । सुख जालें माझ्या जीवा ॥ १ ॥
हे तो वाचे बोलवेना । काय सागो नारायणा ॥ २ ॥
जन्मोजन्मीचे सुकृत । तुझे पायी रमे चित्त ॥ ३ ॥
जरी योगाचा अभ्यास । तेव्हा तुझा निजध्यास ॥ ४ ॥
तुका म्हणे भक्त । गोड गाऊ हरिचें गीत ॥ ५ ॥

४४

दर्शनाची आस । आता न साहे उदास ॥ १ ॥
जीव जाला पायापाशी । येथें असें कलिवरेंसी ॥ २ ॥
काहीच नाठवे । ठायी बैसलें नुठवे ॥ ३ ॥
जीव असता पाही । तुका ठकावला ठायी ॥ ४ ॥

## ૪૨

અમે પણ આશ, છાંડી થયાજી નિરાશ. ૧
કોણ હવે ભય ધરે, આગે મરવાનો, હરે[1]. ૨
ગમે તિહાં પડો, દેહ તુરંગ વા ચડો. ૩
તારો તારી પાસ, છું જેવો ને તેવો ખાસ. ૪
ગયા માનામાન, સુખ-દુઃખનીયે હાણ. ૫
તુકો કહે ચિત્ત, હવે રાખે નહિ ચિંત. ૬

## ૪૩

તારું રૂપ પેખતાં દેવ, સુખ થયું મારે જીવ. ૧
એ તો વાણીએ કહેવાય ના, શું બોલુ હું નારાયણા. ૨
જન્મોજન્મનું સુકૃત, તારે પાયે રમે ચિત્ત. ૩
જ્યારે યોગનો અભ્યાસ, ત્યારે તારો નિદિધ્યાસ. ૪
કહે તુકો ભક્ત, મીઠાં ગાઉં હરિનાં ગીત. ૫

## ૪૪

દર્શનની આશ, હવે રાખો ન ઉદાસ. ૧
જીવ તમારે ચરણ, અહીંયાં ખાલી રહ્યું તન. ૨
કોઈ ન સ્મરાય, બેસું ત્યાંથી ન ઉઠાય. ૩
જીવ છતાં જુઓ, તુકો સ્થાનકે હાર્યો. ૪

---

૧. હે હરિ.

४५

भक्तप्रतिपाळे दीन वो वत्सल ।
विठ्ठले कृपाळे होसी माये ॥ १ ॥
पडिला विसर माझा काय गुणें ।
कृपाळ हे उणे काय करूं ॥ २ ॥
तुका म्हणे माझे जाळूनि संचित ।
करीं वो उचित भेटी देई ॥ ३ ॥

४६

घरूनि हे आलों जीवीं । भेटी व्हावी विठोबासी ॥ १ ॥
संकल्प तो नाहीं दुजा । महाराजा विनविलें ॥ २ ॥
पायावरी ठेविन भाळ । येणें सकळ पावलें ॥ ३ ॥
तुका म्हणे डोळेभरी । पाहिन हरि श्रीमुख ॥ ४ ॥

४७

तुजविण मज कोण वो सोयरें ।
आणीक दुसरें पांडुरंगे ॥ १ ॥
लागलीसे आस पाहें तुझी वास ।
रात्री वो दिवस लेकी बोटीं ॥ २ ॥
काम गोड मज न लगे हा धंदा ।
तुका म्हणे सदा हेंचि ध्यान ॥ ३ ॥

ભક્તપ્રતિપાળા, દીન હો વત્સલા,
વિઠ્ઠલા કૃપાળા, છો તુ માય. ૧

વિસ્મરણ મારુ, કિયે ગુણે પડ્યું,
ભાગ્ય ઓછુ મારુ, કેમ કરુ? ૨

તુકો કહે મારુ બાળીને સંચિત,
કરીને ઉચિત, ભેટ દિયો. ૩

૪૬

ધારીને હુ આવ્યો જીવે, ભેટ થાયે વિઠોબાથી ૧
સંકલ્પ તો નહિ અન્ય, મહારાય, વિનવુ હુ ૨
ચરણ પરે ધરુ માથુ, એથી સંધુ મળી ગયુ ૩
તુકો કહે નેણા ભરી, જોઈશ હરિ શ્રીમુખ ૪

૪૭

તુજ વિણ મારુ કોણ છે રે સગું,
જગ માહી બીજુ, પાડુરગા ૧

જોઉ તારી વાટ, લાગી તારી આશ,
ગત ને દિવસ, વેઠે ગણુ ૨

ધધે-ધાપે મારે લાગે નહિ પ્રીત,
તુકો કહે નીત એ જ ધ્યાન ૩

## ४८

आर्त माझ्या बहु पोटी । व्हावी भेटी पायांशी ॥ १ ॥
यामी तुझी कृपावंता । माझी चिंता असों द्या ॥ २ ॥
तळमळ करी चित्त । अखंडित वियोगें ॥ ३ ॥
तुका म्हणे पंढरीनाथा । जाणे वेथा अंतरीची ॥ ४ ॥

## ४९

मी तव बैसलों घरूनिया ध्यान ।
न करी उदास पांडुरंगा ॥ २ ॥
नवो आता मज दवडू श्रीहरी ।
मागाया भिकारी जालो दास ॥ २ ॥
भुकेलो कृपेच्या वचनाकारणें ।
आशा नारायणें पुरवावी ॥ ३ ॥
तुका म्हणे येऊनिया देईं भेटी ।
कुरवाळुनी पोटी धरी मज ॥ ४ ॥

## ५०

कन्या सासुर्‍यासि जाये । मार्गे परतोनी पाहे ॥ १ ॥
तैसें जालें माझ्या जीवा । केव्हा भेटसी केशवा ॥ २ ॥
चुकलिया माये । बाळ हुरु हुरु पाहे ॥ ३ ॥
जीवनावेगळी मासोळी । तैसा तुका तळमळी ॥ ४ ॥

આર્ત મારા બહુ ઉરે, ભેટું કયારે ચરણને, ૧
આની, તમે કૃપાવંત, મારી ચિંત, રાખજો હો. ૨
તડફડ કરે ચિત્ત, અખંડિત વિયોગ. ૩
તુકો કહે, પંઢરીનાથા, જાણો અંતરની વ્યથા. ૪

૪૯

હું તો હવે બેઠો ધરી તવ ધ્યાસ,
ન કરો ઉદાસ, પાંડુરંગ. ૧
નહિ ટવળાવો મને હવે હરિ,
યત્ને આ ભિખારી થયો દાસ. ૨
ભૂખ્યો હું કૃપાના વચન કારણે,
આશ નારાયણે પૂરવી હો. ૩
તુકો કહે આવી દિયો મને ભેટ,
પંપાળીને હાથ, ઉરે ધરો. ૪

૫૦

કન્યા સાસરવાસે જાયે, પાછું ફરી ફરી જુએ. ૧
તેવું થાય મારે જીવ, કયારે મળશે કેશવ. ૨
વિખૂટી પડતાં માય, બાળક ઝૂરી ઝૂરી જોય. ૩
નીર વિખૂટું મીન, તુકો તેવો વ્યાકૂળ દીન. ૪

## ५१

भेटीची आवडी उतावीळ मन ।
लागलेंसे ध्यान जीवीं जीवा ॥ १ ॥
आता आवडीचा पुरवावा सोहळा ।
येउनी गोपाळा क्षेम देईं ॥ २ ॥
नेत्र उन्मळित राहिले ताटस्त ।
गगा अश्रुपात वहावली ॥ ३ ॥
तुका म्हणे तुह्मी करा साचपणा ।
मुळीच्या वचना आपुलिया ॥ ४ ॥

## ५२

भेटीलागी जीवा लागलीसे आस ।
पाहे रात्रीदिवस वाट तुझी ॥ १ ॥
पूर्णिमेचा चद्रमा चकोरा जीवन ।
तैंस माझें मन वाट पाहे ॥ २ ॥
दिवाळीच्या मुळा लेकी आसावली ।
पाहतसे वाटुली पंढरीची ॥ ३ ॥
भुकेलिया बाळ अति शोक करी ।
वाट पाहे परि माउलीची ॥ ४ ॥
तुका म्हणे मज लागलीसे भूक ।
धावूनि श्रीमुख दावी देवा ॥ ५ ॥

## ૫૧

ભેટની હોંશે, અધીરુ છે મન,
લાગ્યુ એક ધ્યાન, જીવે જીવ ૧

હોંશના મારી, પૂરો હરિ, કોડ,
આવીને ગોપાળ, ક્ષેમ દિયો. ૨

નેત્ર અણમીટ્યા રહી ગયાં સ્તબ્ધ,
ગંગા અશ્રુપાત, વહે નિત્ય. ૩

તુકો કહે તમે કરો, દેવ, સાચ,
બોલના જે વાચ, જૂના દીધા. ૪

## ૫૨

ભેટ કાજે જીવે બધાણી છે આશ,
જોઉં અહોનિશ વાટ તારી ૧

પૂર્ણિમાનો ચંદ્ર ચકોર જીવન,
તેમ મારુ મન વાટ જુએ ૨

દિવાળી નોતરે, બાળકોને આશા,
જોઉં હુ દિશા પંઢરીની ૩

ક્ષુધાતુર બાળ શોક કરે અતિ,
વાટ જુએ તદપિ માવડીની ૪

તુકો કહે મને લાગી ઘણી ભૂખ,
દોડી શ્રીમુખ, દાખવો હો ૫

## ५३

कीर्तन ऐकावया भुकेले श्रवण ।
श्रीमुख लोचन देखावया ॥ १ ॥
उदिन हे भाग्य होईल कोणे काळी ।
चित्त तळमळी ह्मणऊनी ॥ २ ॥
उतावीळ बाह्या भेटिलागी दंड ।
लोटांगणीं धड जावयासी ॥ ३ ॥
तुका म्हणे माथा ठेवीन चरणी ।
होईल पारणी इंद्रियांची ॥ ४ ॥

## ५४

तुज घालोनिया पूजितो सपुष्टी ।
परि तुझ्या पोटी चौदा भुवनें ॥ १ ॥
तुज नाचऊनि दाखवू कौतुका ।
परी स्पर्शेना नाहीं तुज ॥ २ ॥
तुजलागीं आह्मी गात असो गीत ।
परी तू अतीत शब्दाहूनि ॥ ३ ॥
तुजलागीं आह्मी घातियेल्या माळा ।
परि तू वेगळा कर्तृत्वासी ॥ ४ ॥
तुका म्हणे आता होऊनि परिमित ।
माझें काही हित विचारावें ॥ ५ ॥

## ૫૩

કીર્તન સુણવા લોભિયાં શ્રવણ,
    શ્રીમુખ લોચન નીરખવા. ૧
ઉદય આ ભાગ્યનો થશે કયે કાળે,
    ચિત્ત તડફડે, તેને કાજ. ૨
ઉતાવળાં બાંય ભેટ માટે દંડ[1],
    આલોટણ ધડ નાંખવાને. ૩
તુકો કહે માથું ચરણે રાખીશ,
    ઉપવાસ ભાંગીશ ઇંદ્રિયોનો. ૪

## ૫૪

તને મૂકીને હું પૂજું છુ સંપુટે,
    પણ તારે પેટે ચૌદે ભુવન. ૧
તવ આગે નાચી દાખવુ કૌતુક,
    પણ નહિ રૂપ રેખા તને. ૨
તારે કાજે અમે ગાતાં રહીએ ગીત,
    પણ તુ અતીત શબ્દ થકી. ૩
તારે કાજે અમે ગળે બાંધી ગાળો,[2]
    પણ તુ વેગળો કર્તૃત્વથી. ૪
તુકો કહે હવે થઈ પરિમિત,
    મારુ કાંઈ હિત વિચારોને. ૫

---

૧. ભેટવા માટે બાય અને દંડ—હાથ—ઉતાવળા છે  ૨. માળાઓ.

## ५५

कई ऐसी दशा येईल माझ्या आगा ।
चित्त पांडुरंगा झुरतसे ॥ १ ॥
नाठवुनी देह पायाचें चिंतन ।
अवसान तें क्षण नाहीं मध्यें ॥ २ ॥
काय ऐसा पात्र होईन लाभासी ।
कई हृषीकेशी तुष्टतील ॥ ३ ॥
तुका म्हणे धन्य मानीन संचित ।
घेईन नित्यानित्य प्रेमसुख ॥ ४ ॥

## ५६

सर्वभावें आलों तुजचि शरण ।
कायावाचामनेंसहित देवा ॥ १ ॥
आणीक दुसरें नये माझ्या मना ।
राहिली वासना तुझ्या पायीं ॥ २ ॥
माझिये जीवीचें वाहीं जडभारी ।
तुजविण वारी कोण एक ॥ ३ ॥
तुझे आह्मी दास आमुचा तूं ऋणी ।
चालत दुरूनी आलों मागें ॥ ४ ॥
तुका म्हणे आता घेतलें धरणें ।
हिरोबावारणें भेटी देई ॥ ५ ॥

કયારે એવી દશા આવે મારે અંગ,
ચિત્ત, પાંડુરંગ, ઝૂરે ઘણું ૧
વિચારીને દેહ ચરણ ચિંતન,
ભગાણું તે ક્ષણ, નહીં મધ્યે ૨
કયારે એવો પાત્ર લાભનો થઈશ,
ક્યારે હૃષિકેશ, ગળી થશે ૩
તુકો કહે ધન્ય માનીશ મચિત,
લઈશ નિત્યાનિત્ય પ્રેમસુખ ૪

૫૬

સર્વ ભાવે આવ્યો તારે હું શરણ,
કાયા વાચા મન સહિત દેવ ૧
બીજુ કાંઈ પણ મારે મન ના'વે,
રહે તારે પાયે ઇચ્છા એક ૨
જડ ભાર જીવે ન્યો કાંઈ મારે,
તુ વિણ તારે કોણુ એક ? ૩
અમે તારા દાસ, અમારો તુ ધણી,
પાછળ આવ્યો ઘણી દૂરથી હું ૪
તુકો કહે હવે ધર્યો મે ઉબરો,
હિસાબ કર મારો દઈ ભેટ ૫

## ५७

काय तुझे थेंचे मज भेटी देता ।
वचन बोलता एक दोन ॥ १ ॥
ताय तुझे रूप घेतो मी चोरोनि ।
त्या भेणें लपोनि राहिलामी ॥ २ ॥
भाय तुझें आह्मा नरावें वैकुंठ ।
भेऊ नको भेट आता मज ॥ ३ ॥
तुका म्हणे तुझी नलगे दसोडी ।
परि आहे आवडी दर्शनाची ॥ ४ ॥

## ५८

पापाची मी राशी । सेवाचोर पायापाशी ॥ १ ॥
करा दंड नारायणा । माझ्या मानाची खंडणा ॥ २ ॥
जन हाती सेवा । घेतो लडपणें देवा ॥ ३ ॥
तुझा मा ससार । तुका दोहीकडे चोर ॥ ४ ॥

## ५९

दुडीवरी दुडी । चाले मोकळी गुजरी ॥ १ ॥
ध्यान लागो ऐसे हरी । तुझे चरणी तैशापरी ॥ २ ॥
आवतण्याची आस । जैसी लागे दुर्बळास ॥ ३ ॥
लोभ्या कळातराची आस । बोटें मोजी दिवस मास ॥ ४ ॥
तुका म्हणे पढरीनाथा । मजला आणिक नको व्यथा ॥ ५ ॥

## ૫૭

શું રે તારું જાયે મને ભેટ દેતાં,
વચન બોલતાં, એકાદ બેય? ૧
શું તારુ રૂપ લઈશ હુ ચોરી,
તે ભયે હરિ, લપાઈ રહ્યો? ૨
ગરજ ના મારે તારે વૈકુંઠે,
ખીશ[1] ના ભેટે હવે મારી. ૩
તુકો કહે તારી માશું ના દમોડી[2],
રાખું હું આશડી દર્શનની. ૪

## ૫૮

પાપનો હુ રાશ, મેવાચોર પાય પાસ. ૧
કરો દંડ નાગયણ, મારા માનનુ ખંડન. ૨
લોક હાથે મેવ,[3] લઉં લાંઠપણે દેવ. ૩
તારો ના સંસારી, તુકો, બન્ને બાજુ ચોરી. ૪

## ૫૯

બેડ બેડું મેલે, ગુજરી[4] છૂટે હાથે ચાલે. ૧
ધ્યાન લાગો એવું હરિ, તારે ચરણે ચિત્ત ઠરી. ૨
આમંત્રણે લોભ, જેવો રાખે દુર્બળ લોક. ૩
લોભી વ્યાજની છે આશ, વેઠે ગણે દિવસ માસ. ૪
તુકો કહે પંઢરીનાથા, મને બીજી ન હો વ્યથા. ૫

---

૧. બીનો નહિ, ડગતો નહિ ૨. કપડાની આતરી, દશી, દશા.
૩. સેવા ૪. ગુજરાતણ.

## ६०

हेंचि थोर भक्ति आवडते देवा ।
संकल्पावी माया संसाराची ॥ १ ॥
ठेविलें अनंतें तैसेंचि राहावें ।
चित्तीं असों द्यावें समाधान ॥ २ ॥
वाहिल्या उद्वेग दुःखचि केवळ ।
भोगणें तें फळ संचिताचें ॥ ३ ॥
तुका म्हणे घालूं तयावरी भार ।
वाहूं हा संसार देवापायीं ॥ ४ ॥

## ६१

लागोनिया पाया विनवितों तुम्हाला ।
करें टाळी बोला मुखें नाम ॥ १ ॥
विठ्ठल विठ्ठल म्हणा वेळोवेळा ।
हा सुखसोहळा स्वर्गी नाहीं ॥ २ ॥
कृष्ण विष्णु हरि गोविंद गोपाळ ।
मार्ग हा प्राजळ वैकुंठीचा ॥ ३ ॥
सकळांसी येथें आहे अधिकार ।
कलियुगीं उद्धार हरिनामें ॥ ४ ॥
तुका म्हणे नामापाशीं चारी मुक्ति ।
ऐसें बहुग्रंथीं बोलियेलें ॥ ५ ॥

આ જ શ્રેષ્ઠ ભક્તિ દેવને છે પ્રિય,
સંકલ્પની માયા, સાંસારિક. ૧

રાખે જેમ રામ તેવી રીતે રહીએ,
ચિત્તે શું રાખીએ સમાધાન. ૨

ધારતાં ઉદ્વેગ, દુઃખ જ કેવળ,
ભોગવવું ફળ સંચિતતણું. ૩

તુકો કહે નાંખી તેના પર ભાર,
અર્પું આ સંસાર દેવ-પાયે. ૪

૬૧

લાગીને હું પાયે વિનવું સાભળો,
દઈ તાળી બોલો મુખે નામ. ૧

વિઠ્ઠલ વિઠ્ઠલ બોલો સદા વાણી,
આ સુખ લહાણી સ્વર્ગે નહોયે. ૨

કૃષ્ણ વિષ્ણુ હરિ ગોવિંદ ગોપાળ,
મારગ આ સહેલ વૈકુંઠનો. ૩

સકળને આહીં મળ્યો અધિકાર,
કલિ માહી ઉદ્ધાર હરિનામે. ૪

તુકો કહે નામે રહી ચારે મુક્તિ,
એવી કહી ઉક્તિ ઘણે ગ્રંથે ૫

## ६२

आह्मा विष्णुदासा हेंचि भाडवल ।
अवघा विठ्ठल धन वित्त ॥ १ ॥

धणी नाहीं घ्यावें आपुलिया हातें ।
करोनिया चित्तें समाधान ॥ २ ॥

तुका म्हणे द्रव्य मेळविलें मागें ।
हें नां कोणामग आलें नाहीं ॥ ३ ॥

## ६३

काय माझ नेतों वाईट ह्मणोन ।
करूं समाधान कशासाठीं ॥ १ ॥

काय मज लोक नेती परलोका ।
जाता कोणा एका निवारेल ॥ २ ॥

न ह्मणें कोणासी उत्तम वाईट ।
मुखें माझी कूट खावो मागें ॥ ३ ॥

सर्व माझा भार असे पांडुरंगा ।
काय माझें जगासवें काज ॥ ४ ॥

तुका म्हण माझ सर्वही साधन ।
नामसंकीर्तन विठोबाचें ॥ ५ ॥

## ૬૨

અમ વૈષ્ણવ તણું આ જ છે ભંડોળ,
વિઠ્ઠલ સકળ ધનવિત્ત. ૧

ત્યો નિજ હાથે આવે નહિ હાણ,
રાખી સમાધાન ચિત્તે પૂરૂ. ૨

તુકો કહે દ્રવ્ય અન્યે કર્યું ભેગું,
તે તો કોઈ ભેગું ગયુ નહિ. ૩

## ૬૩

શુ રે બગડે મારુ, બૂરો કહેતા મને,
સમાધાન શાને કરુ તેનુ ? ૧

પહોચાડે શું લોક મને પરલોકે,
જાતા કોઈ એકે રોકી શકે ? ૨

નહિ કહુ કોને ઉત્તમ કે દુષ્ટ.
સુખે મારી કૂટ[1] કરો તેઓ ૩

સર્વ મારો ભાર ધર્યો પાડુરગે,
કાજ મારે જગે સાથે કોની ? ૪

તુકો કહે મારૂ સર્વસ્વ સાધન,
નામસંકીર્તન વિઠોબાનુ ૫

૧ નિદા

## ६४

घेईं घेईं माझे वाचे । गोड नाम विठोबाचे ।। १ ।।
तुम्ही घ्यारे डोळे सुख । पाहा विठोबाचे मुख ।। २ ।।
तुम्ही ऐका रे कान । माझ्या विठोबाचे गुण ।। ३ ।।
मना तेथें धाव घेईं । राहें विठोबाचे पायी ।। ४ ।।
तुका म्हणे जीवा । नको सोडूं या केशवा ।। ५ ।।

## ६५

चहू आश्रमाचे धर्म । न राखता जोडे कर्म ।। १ ।।
तैसी नव्हे भोळी सेवा । एक भावचि कारण देवा ।। २ ।।
तपें इंद्रिया आघात । क्षणें एका वाताहात ।। ३ ।।
मन चळे थोडा । तरी धडचि होय वेडा ।। ४ ।।
व्रतें करिता सांग । तरि एक चुकता भंग ।। ५ ।।
धर्म सत्त्वचि कारण । नाही तरी केला सीण ।। ६ ।।
भूतदयेसी आघात । उचनीच वाताहात ।। ७ ।।
तुका म्हणे दुजें । विधिनिषेधाचें ओझें ।। ८ ।।

## ६६

पाठी पोटी देव । कैचा हरिदासा भेव ।। १ ।।
करा आनंदें कीर्तन । नको आशंकित मन ।। २ ।।
एथें कोठें काळ । करील देवापासीं वळ ।। ३ ।।
तुका म्हणे धनी । सपुरता काय वाणी ।। ४ ।।

લેને લેને મારી વાણ, મીઠું વિઠ્ઠલનું નામ. ૧
તમે લો રે આંખો સુખ, જુઓ વિઠ્ઠલનું મુખ. ૨
તમે સાંભળો રે કાન, મારા વિઠ્ઠલનાં ગાન. ૩
મન ત્યાં જ કર રે દોડ, ધર વિઠ્ઠલ ચરણજોડ. ૪
તુકો કહે જતાં જીવ, ન છોડીશ આ કેશવ. ૫

૬૫

ચાર આશ્રમોના ધર્મ, દોષ થાતાં નડે કર્મ. ૧
તેવી નહોય ભોળી સેવ,[1] ભાવમાત્રે રીઝે દેવ. ૨
તપે ઇંદ્રિયોનો ત્રાસ, એક ક્ષણે થાયે નાશ. ૩
મંત્રે ચળે કદી થોડો, કરી મૂકે સાવ ગાંડો. ૪
વ્રત કરતાં જો પૂર્ણ, એક ભૂલે થાય ચૂર્ણ. ૫
સત્ત્વગુણે રહે ધર્મ, નહિ તો થાય વ્યર્થ શ્રમ. ૬
ભૂતદયા માંહી ક્લેશ, ભેદ દૃષ્ટિ રાખ્યે લેશ. ૭
તુકારામ કહે સાર, વિધિ-નિષેધોનો ભાર. ૮

૬૬

આગળ પાછળ પરમેશ્વર, તેના દાસને શો ડર? ૧
કરો આનંદે કીર્તન, નહીં રાખો શંકા મન. ૨
કાળનો શો ભાર, હરિ આગળે લગાર? ૩
જેનો સધ્ધર સ્વામી, તુકારામને શી ખામી? ૪

---

૧. સેવા.

## ६७

अनुतापें दोष । जाय न लागता निमिष ॥ १ ॥
परि तो राहे विसावला । आदीं अवमानी भला ॥ २ ॥
हेंचि प्रायश्चित्त । अनुतापीं न्हाय चित्त ॥ ३ ॥
तुका म्हणे पापा । शिवों नये अनुतापा ॥ ४ ॥

## ६८

मनोमय पूजा । हेंचि पढिये केशीराजा ॥ १ ॥
घेतो कल्पनेचा भोग । न मानेचि बाह्य रंग ॥ २ ॥
अनरींचें जाणे । आदिवर्तमान खुणे ॥ ३ ॥
तुका म्हणे कुडें । कोठें मरे त्याच्या पुढें ॥ ४ ॥

## ६९

टिळा टोपी माळा देवाचें गवाळें ।
वागवी वोंगळे पोटासाठीं ॥ १ ॥
तुळसी म्बोवी कानीं दर्भ ग्वोवी शेंडी ।
लटिकी धरी वोढी नासिकाची ॥ २ ॥
कीर्तनाचे वेळे रडे, पडे, लोळे ।
प्रेमेंविण गोळे दाटताती ॥ ३ ॥
कथा करूनिया दावी प्रमकळा ।
अंतरी जिव्हाळा कुकर्माचा ॥ ४ ॥
गोसाव्याच्या रूपें हेरी पर नारी ।
जयाच्या अंतरी काम लोभ ॥ ५ ॥
तुका म्हणे ऐसें मावेचे मइंद ।
त्यापाशीं गोविंद नाहीं नाहीं ॥ ६ ॥

અનુતાપે દોષ જાતાં ન લાગે નિમેષ. ૧
પણ રહેવો જોઈએ સ્થિર, આદિ–અંતેયે ગંભીર ૨
એ જ પ્રાયશ્ચિત્ત, અનુતાપે ન્હાય ચિત્ત. ૩
તુકો કહે નહિ પાપ અડે થાતાં અનુતાપ ૪

૬૮

ભાવભરી ભક્તિ, હરિને તે જ વ્હાલી અતિ ૧
ભોગ ભાવનો જ ખોળે, ન રીઝે બાહ્ય ડોળે ૨
અંતરની જાણે, તેના ચરિત્ર પ્રમાણે ૩
તુકા, રામની[1] પાસ, જૂઠ ચાલે ક્યાથી લેશ? ૪

૬૯

ટીલુ, ટોપી, માળા, દેવોનો ગવાળો,[2]
રાખતો ઠઠારો, પેટ કાજે ૧
તુળસી ખોસે કાને, દર્ભ ખોસે શિખે,
વ્યર્થ ઝાલી નખે નાસાદાંડી ૨
કીર્તન ટાણે રડે, પડે, લોટે,
પ્રેમ વિણ કંઠે ગદ્‌ગદ થાય ૩
કથા કરી દાખે પ્રેમકળા મસ,
અંદર ભર્યો ગ્મ કુકર્મોનો ૪
વૈરાગીના વેષે પખે પરનારી,
કામલોભે ભરી જેની વૃત્તિ ૫
તુકો કહે એવા માયાના ગુલામ,
તે પાસે રામ ન હોયે ન હોયે ૬

---

૧. હે તુકા, રામની—ભગવાનની ૨ સરસામાન વગેરેનો પરચૂરણ ઢગલો

७०

कलियुगीं कवित्व करिती पाषांड ।
कुशल हे भोंद बहु झाले ॥ १ ॥
द्रव्य दारा चित्तीं प्रजांची आवडी ।
मुखें बडबडी कोरडाचि ॥ २ ॥
दंभ करी सोंग मानावया जग ।
मुखें बोले त्याग मनीं नाहीं ॥ ३ ॥
वेदाज्ञे करोनी न करिती स्वहित ।
नव्हती अलिप्त देहाहूनी ॥ ४ ॥
तुका म्हणे दंड मांडील यमाचे ।
न करी जो वाचे बोले तैसें ॥ ५ ॥

७१

वाळल्यावारे गुंतले हे कर ।
म्हणे मी जुंझार कैसा झुंजों ॥ १ ॥
पटी पडदळे मिळे टोप ओझें ।
हें तों झालें दुजें मरणमूळ ॥ २ ॥
बैसविजे मला येणें सत्वावरी ।
धावू पळू तरी कैसा आता ॥ ३ ॥
असोनि उपाय म्हणे हे अपाय ।
म्हणे हाय हाय काय करूं ॥ ४ ॥
तुका म्हणे हा तों स्वयें परब्रह्म ।
मूर्ख नेणे वर्म संतचरण ॥ ५ ॥

કળિયુગે કાવ્યે કરતા પાખંડ,
કુશળ એવા ભાંડ બહુ વધ્યા ૧
દ્રવ્ય-દારા-પુત્ર ચિત્ત માંહી ઝંખે,
મુખે બહુ બકે યોગ વાદ ૨
દભે કરે વેશ છેતરવા જગ,
મોઢે બોલે ત્યાગ, મને ના જે ૩
વેદાજ્ઞા ન પાળે, કરે ન સ્વહિત,
નહિયે અલિપ્ત દેહ થકી ૪
તુકો કહે તેને દંડ દેશે કાળ,
બોલે તેવી ચાલ જેની નહોય ૫

૬૧

ઢાલ તલવારે રોકયા બને હાથ,
કહો કેમ બાથ ભીડુ યુદ્ધે? ૧
પેગી, બખ્તર, ટોપ લોહાના આભરણ!
નક્કી આ મરણ આવ્યુ સામે! ૨
બેસાડ્યો છે વળી મોટા અશ્વ પરે,
કહો કઈ પરે દોડુ-નાસુ? ૩
છતાયે ઉપાય માને તે અપાય,
બોલે, હાય હાય, કેમ કરુ? ૪
તુકો કહે પોતે સ્વયં પરબ્રહ્મ,
મૂર્ખ લહે નહિ મર્મ સતપદે[1] ૫

---

[1] સતપદે રહી મર્મ પ્રાપ્ત કરતો નથી એવો અર્થ શ્રી વિષ્ણુ નરસિંહ ભ કરે છે

तुटे भवरोग । संचित क्रियमाणभोग ।। १ ।।
ऐसें विठोबाचें नाम । उच्चारिता खडे जन्म ।। २ ।।
वसों न सके पाप । जाय त्रिविध तो ताप ।। ३ ।।
तुका म्हणे माया । होय दासी लागे पाया ।। ४ ।।

७३

मन गुंतलें लुलया । जाय धावोनि त्या ठाया ।। १ ।।
मार्गे परतवी तो बळी । शूर एक भूमंडळी ।। २ ।।
येऊनिया घाली घाला । नेणो काय होईल तुला ।। ३ ।।
तुका म्हणे येणें । बहु नाडिले शाहाणे ।। ४ ।।

७४

नाहीं निर्मळ जीवन । काय करील साबण ।। १ ।।
तैसी चित्तशुद्धि नाहीं । तेथें बोध करील काई ।। २ ।।
वृक्ष न धरी पुष्पफळ । काय करील वसंतकाळ ।। ३ ।।
× × ×
प्राण गलिया शरीर । काय करील वेव्हार ।। ६ ।।
तुका म्हणे जीवनेंविण । पीक नव्हे नव्हे जाण ।। ७ ।।

७५

वेद अनंत बोलिला । अर्थ इतकाची साधिला ।। १ ।।
विठोबासी शरण जावें । निजनिष्ठें नाम गावें ।। २ ।।
सकळशास्त्रांचा विचार । अंतीं इतकाची निर्धार ।। ३ ।।
अठरा पुराणीं सिद्धांत । तुका म्हणे हाचि हेत ।। ४ ।।

તૂટે ભવરોગ, સંચિત ક્રિયમાણ ભોગ. ૧
એવું વિઠોબાનું નામ, લેતાં ટળે ફરી જન્મ. ૨
વસી શકે નહિ પાપ, જાય ત્રિવિધ સંતાપ. ૩
દાસી થઈને પ્રણામ કરે માયા, તુકારામ. ૪

૭૩

મન ગૂંચાયુ વિષયે, જાય દોડી તે જ દિશે. ૧
તેને ફેરવે જે બળે, શૂર તે જ ભૂમંડળે. ૨
ધાડ નાંખશે જ્યાં આવી, વલે શી થાય ત્યાં તારી ? ૩
તુકો કહે નિજ મને, બહુ ફસ્યા બુદ્ધિમાનો. ૪

૭૪

નહિ પાણી જો નિર્મળ, સાબુ કરે શું કપાળ ? ૧
તેમ ચિત્તશુદ્ધિ નહોય, તેને બોધથી શું હોય ? ૨
વૃક્ષ ન ધરે ફળ ફૂલ, કરે વસંત શું ધૂળ ? ૩

* *

તનથી પ્રાણ ગયો બહાર, તે કરે શુ વહેવાર ? ૬
તુકો કહે પાણી વિણ, પાકે નહિ નહિ કણ. ૭

૭૫

વેદ બહુ બહુ બોલે, અર્થ આટલો જ નીકળે;
વિઠોબાને શરણે જાવુ, નિજ નિષ્ઠે નામ ગાવુ. ૧
સકળ શાસ્ત્રોના વિચાર, અંતે આટલો જ નિર્ધાર;
વિઠોબાને શરણે જાવુ, નિજ નિષ્ઠે નામ ગાવું. ૨
સિદ્ધાંત અઢારે પુરાણ, તુકા આટલી જ સુવાણ;
વિઠોબાને શરણે જાવુ, નિજ નિષ્ઠે નામ ગાવુ. ૩

७६

चित्त शुद्ध तरी शत्रु मित्र होती ।
व्याघ्रही न खाती सर्प तया ॥ १ ॥
विष तें अमृत आघात तें हित ।
अकर्तव्य नीत होय त्यासी ॥ २ ॥
दुःख तें देईल सर्व सुख फळ ।
होतील शीतळ अग्निज्वाळा ॥ ३ ॥
आवडेल जीवा जीवाचिये परी ।
सकळां अंतरी एक भाव ॥ ४ ॥
तुका म्हणे कृपा केली नारायणें ।
जाणिजेते येणें अनुभवें ॥ ५ ॥

७७

नित्य उठोनिया खायाचीच चिंता ।
आपुल्या तूं हिता नाठवीसी ॥ १ ॥
जननीचे पोटीं उपजलासी जेव्हां ।
चिंता तुझी तेव्हां केली तेणें ॥ २ ॥
चातकालागूनि मेघ नित्य वर्षे ।
तो तुज उदास करील कैसी ॥ ३ ॥
पक्षी वनचर आहार भूमीवरी ।
तयालागी हरि उपेक्षीना ॥ ४ ॥
तुका म्हणे भाव धरुन राहें चित्तीं ।
तरि तो श्रीपति उपेक्षीना ॥ ५ ॥

ચિત્ત શુદ્ધ હો તો શત્રુ મિત્ર થાયે,
વાઘે નહિ ખાયે, સર્પ તેને. ૧
વિષ તે અમૃત, આઘાત તે હિત,
અકર્તવ્ય તે નીત,[1] થાયે તેને. ૨
દુઃખ પણ હેતું સર્વ સુખ ફળ,
થાતી તે શીતળ, અગ્નિ જ્વાળ. ૩
જીવ જેવો વહાલો, લાગે એ જીવોને,
અંતરે સહુને એક ભાવ. ૪
તુકો કહે કૃપા કરે નારાયણ,
થાય તે સુજાણ સ્વાનુભવે. ૫

૭૭

પ્રભાતે ઊઠીને ખાવાની જ ચિંત,
આત્માનું તું હિત ના સંભારે. ૧
જનનીને પેટે ઊપજ્યિો જ્યારે,
ચિંતા તારી ત્યારે તેણે કીધી. ૨
ચાતકને કાજે મેઘ નિત્ય વર્ષે,
કેમ તે ઔદાસ્યે છોડે તને ? ૩
પક્ષી વનચરો ફરે ભૂમિ પરે,
તેનીયે ત્તે કરે ઉપેક્ષા ના ૪
તુકા કહે ભાવ ધરી રાખે ચિત્ત,
તો તો શ્રીનાથ ઉપેક્ષે ના. ૫

---
૧. અકર્તવ્ય તે કર્તવ્યરૂપ.

## ७८

एक मेग अन्ना चाड ।
येर बाउगी वडबड ॥ १ ॥
का रे तृष्णा वाढविसी ।
बांधवूनि मोहपाशी ॥ २ ॥
औट हात तुझा जागा ।
येर सिणसी वाउगा ॥ ३ ॥
नुका म्हणे श्रम ।
एक विसरत्ना राम ॥ ४ ॥

## ७९

का रे दाटोन होता वेडे । देव आहे तुह्मापुढे ॥ १ ॥
ज्यासी पाठ नाही पोट । करी त्रैलोक्याचा घोंट ॥ २ ॥
तुमची तुह्मा नाही सोय । कोणाचें वा काय जाय ॥ ३ ॥
तुका गातो नामी । तेथे नाही आह्मी तुह्मी ॥ ४ ॥

## ८०

आता माझे नका वाणू गुण दोप ।
करितो उपदेश याचा काही ॥ १ ॥
मानदमामाठी छळितसें कोणा ।
आण या चरणा विठोवाची ॥ २ ॥
तुका म्हणे हें तों ठावें पाडुरंगा ।
काय कळे जगा अंतरीचें ॥ ३ ॥

એક શેર અન્ને ચાડ,[1]
બાકી વૃથા બડબડ. ૧
કાં રે તૃષ્ણા તું પોષે,
બંધાઈને મોહ પાશે.[2] ૨
ઊઠ હાથ જોયે[3] જગા,
બાકી નિષ્કારણ ફાંફાં. ૩
તુકો કહે શ્રમ,
એક વિસરતાં રામ. ૪

૭૯

કાં રે થાઓ પૂરા મૂર્ખ, દેવ રહ્યા છે મન્મુખ. ૧
જેને પીઠ નહિ કે પેટ, આમે ત્રિલોકને નેટ. ૨
તમને તમારી ન ગોઈ, તેમાં કોઈનું શું જાય. ૩
તુકો કહે ગાઉં નામે, તિહાં નહિ તમે-અમે. ૪

૮૦

હવે માન નહિ કહેગો ગુણદોષ,
કરું છું ઉપદેશ તેને માટે. ૧
માન દંભ થકી છળતો હું હોઉં,
શપથ હું ખાઉં વિઠ્ઠલ પાદ. ૨
તુકો કહે એ તો જાણે પાંડુરંગ,
જાણે ક્યાથી જગ અંતર્વૃત્તિ ૩

---

૧. ગરજ, ઇચ્છા. ૨ મોહના પાશથી ૩ જોઈએ

८३

एक मन तुझ्या अवघ्या भांडवला ।
याटिता तें तुला येई कैसें ॥ १ ॥

ह्मणउनि दृढ धरीं पांडुरंग ।
देहा लावीं संग प्रारब्धाचा ॥ २ ॥

आणिका संकल्पा नको गोऊं मन ।
तरीच कारण साध्य होय ॥ ३ ॥

तुका म्हणे ऐसें जाणावें उचित ।
तरी सहज स्थित येईल कळों ॥ ४ ॥

८४

जन्मा यणें घडे पातकाचें मूळ ।
संचिताचें फळ आपुलीया ॥ १ ॥

मग वायांविण दुःख वाहों नये ।
रुसोनिया काय देवावरी ॥ २ ॥

ठाउकाचि आहे संसार दुःखाचा ।
चित्तीं सीण याचा वाहों नये ॥ ३ ॥

तुका म्हणे त्याचें नाम आठवावें ।
तेणें विसरावें जन्मदुःख ॥ ४ ॥

## ૮૩

તારી સર્વસ્વ મૂડી મન છે એક,
વહેંચતાં તે છેક, તને શું રહે? ૧

માટે દઢ કરી રાખ પાંડુરંગ,
દેહ છોડ સંગ પ્રારબ્ધને. ૨

અન્ય કો સંકલ્પે પરોવ નહિ મન,
એમ જ કારણ સાધ્ય થાયે. ૩

તુકો કહે એમ જાણશે ઉચિત,
તો સહજ સ્થિત જાણી શકે. ૪

## ૮૪

જન્મ લેવો પડે પાતકને કાજ,
સંચિતનાં નિજ ફળ ભોગ[૧]. ૧

પછી વૃથા દુઃખે જીવ નહિ બાળ,
થઈને રિસાળ દેવ પરે. ૨

જાણે છે સહુયે દુઃખ એક જગતે,
ત્રાસ તેનો ચિત્તે માનો નહિ. ૩

તુકો કહે તેના નામને સંભારો,
તેણે જ વિસારો જન્મદુઃખ. ૪

---

૧. ભોગવ; સહન કર.

सदा सर्वकाळ अंतरी कुटिल ।
तेणे गळा माळ घालू नये ॥ १ ॥
ज्यासी नाही धर्म दया क्षमा शांती ।
तेणे अंगी विभूती लावू नये ॥ २ ॥
जयासी न कळे भक्तीचें महिमान ।
तेणे ब्रह्मज्ञान बोलो नये ॥ ३ ॥
ज्याच मन नाही लागलें हातासी ।
तेणे प्रपंचासी टाकू नये ॥ ४ ॥
तुका म्हणे ज्यासी नाही हरिभक्ती ।
तेणें भगवें हाती धरू नये ॥ ५ ॥

८२

झाला म्हणतां त्याचें मज वाटे आश्चर्य ।
ऐका नव्हे धीर वचन माझें ॥ १ ॥
शिजलिया अन्ना ग्वाही दात हात ।
जिव्हेसी चाखत न कळे कैसें ॥ २ ॥
तापलिया तेली बावन चंदन ।
बुद एक क्षण शीतळ करी ॥ ३ ॥
पारखी तो जाणे अंतरीचा भेद ।
मूढजना छंद .लावण्याचा ॥ ४ ॥
तुका म्हणे कसी निवडे आपण ।
शुद्ध मद हीन जैसे नैसें ॥ ५ ॥

## ૮૧

સદા સર્વકાળ અંતરે કુટિલ,
તેણે ગળે માળ ઘાલવી ના. ૧
જેને નહિ ધર્મ દયા ક્ષમા શાંતિ,
તેણે તે વિભૂતિ ચોળવી ના. ૨
જે નહિ સમજે ભક્તિનું મહિમાન,[1]
તેણે બ્રહ્મજ્ઞાન બોલવું ના. ૩
જેનું મન નહિ થયું રે નિશ્ચળ,
તેણે તે જંજાળ છોડવી ના. ૪
તુકો કહે જેને નહિ હરિભક્તિ,
ભગવી કફની પહેરવી ના. ૫

## ૮૨

'થયો' કહે તેનું લાગતું આશ્ચર્ય,
સુણો, નથી ધૈર્ય, વચન મારું. ૧
સીઝેલા અન્ને સાક્ષી હાથ દંત,
જિહ્‌વાએ ચાખંત ન કળાય શું? ૨
તપેલા તેલે બાવન ચંદન,
ટીપું એક ક્ષણે શીતળ કરે. ૩
પારખી તે જાણે અંતરનો ભેદ,
મૂઢ છે છંદ લાવણ્યનો. ૪
તુકો કહે કસે, દેખાયે સિદ્ધ,
મંદ હીન શુદ્ધ યથા સ્થિત. ૫

---

૧. મહિમા.

## ८३

एक मन तुझ्या अवघ्या भाडवला ।
वाटिता तें तुला येई कैसें ।। १ ।।

ह्मणउनि दृढ धरी पाडुरग ।
देहा लावी सग प्रारब्धाचा ।। २ ।।

आणिका मकल्पा नको गोऊ मन ।
तरीच कारण माध्य होय ।। ३ ।।

तुका म्हणे ऐसें जाणावें उचित ।
तरी सहज स्थित येईल कळो ।। ४ ।।

## ८४

जन्मा यण घड पातकाचे मूळ ।
मचिनाच फळ आपुलीया ।। १ ।।

मग वायाविण दु ख वाहो नये ।
रुसोनिया काय देवावरी ।। २ ।।

ठाउकाचि आहे ससार दु खाचा ।
चित्तीं सीण याचा वाहो नये ।। ३ ।।

तुका म्हणे त्याचें नाम आठवावें ।
तेणें विसरावें जन्मदु ख ।। ४ ।।

## ૮૩

તારી સર્વસ્વ મૂડી મન છે એક,
વહેંચતાં તે છેક, તને શું રહે ? ૧

માટે દઢ કરી રાખ પાંડુરંગ,
દેહ છોડ સંગ પ્રારબ્ધને. ૨

અન્ય કો સંકલ્પે પરોવ નહિ મન,
એમ જ કારણ સાધ્ય થાયે. ૩

તુકો કહે એમ જાણશે ઉચિત,
તો સહજ સ્થિત જાણી શકે. ૪

## ૮૪

જન્મ લેવો પડે પાતકને કાજ,
સંચિતનાં નિજ ફળ ભોગ[1]. ૧

પછી વૃથા દુઃખે જીવ નહિ બાળ,
થઈને રિસાળ દેવ પરે. ૨

જાણે છે સહુયે દુઃખ એક જગતે,
ત્રાસ તેનો ચિત્તે માનો નહિ. ૩

તુકો કહે તેના નામને સંભારો,
તેણે જ વિસારો જન્મદુઃખ. ૪

---

૧. ભોગવ, સહન કર.

## ८५

मुखाचे व्यवहारीं मुखलाभ झाला ।
आनंद कोंदला मार्गे पुढें ॥ १ ॥
संगती पंगती देवासवें घडे ।
नित्यानित्य पडे तें चि साचा ॥ २ ॥
समर्थाचे घरीं सकळ संपदा ।
नाहीं तुटी कदा वासयाची ॥ ३ ॥
तुका म्हणे येथें लाभाचिया कोटी ।
बहु वाव पोटीं समर्थाचे ॥ ४ ॥

## ८६

भय हरिजनीं । कांहीं न धरावें मनीं ॥ १ ॥
नारायण ऐसा सखा । काय जगाचा हा लेखा ॥ २ ॥
चित्त वित्त हेवा । समर्पून रहा देवा ॥ ३ ॥
तुका म्हणे मन । असो द्यावें समाधान ॥ ४ ॥

## ८७

शुद्ध ऐसें ब्रह्मज्ञान । करा मन सादर ॥ १ ॥
रवि रसा सकळा शोषी । गुणदोषी न लिंपे ॥ २ ॥
कोणासवें नाहीं चोरी । सकळांवरी समत्व ॥ ३ ॥
सत्य तरी ऐसें आहे । तुका पाहे उपदेशी ॥ ४ ॥

## ૮૫

સુખના વ્યવહારે સુખ લાભ થયો,
આનંદ તે ભર્યો આગે પાછે ૧
સંગતિ પંગતિ દેવ સાથે બની,
નિત્યાનિત્ય તણી તેને માચે ૨
સમર્થને ઘર સકળ સંપત્તિ,
નહિ ત્રુટી કદી કશા તણી ૩
તુકો કહે કોટિ લાભ થાયે અહીં,
જાગ[1] પટ મહીં બહુ તેના ૪

## ૮૬

ભય હરિજને, કાંઈ ન ધરવો મને ૧
નારાયણ જેવો સખા, તેને જગના શા લેખા? ૨
તૃષ્ણા, વિત્ત, ચિત્ત, રહો કરી સમર્પિત ૩
તુકો કહે મન, રાખી રહો સમાધાન ૪

## ૮૭

શુદ્ધ લહો બ્રહ્મજ્ઞાન, કરી મન સાદર ૧
રવિ સર્વ રસો શોષે, ગુણદોષે નહિ લિપ્ત ૨
ન કોઈ સંગ યોગી રાખે, સર્વ વિષે સમત્વ ૩
સત્ય આવું નિશ્ચે જાણો, તુકા માનો ઉપદેશ ૪

---
૧ જગ્યા અવકાશ

## ८८

काय देवें खाता घेतलें हातीचें ।
आलें हे तयाचे थोर भय ।। १ ।।

ह्मणता गजरें राम एकमरें ।
जळती पापे थोरे भयधाकें ।। २ ।।

काय खोळंबले हात पाय अंग ।
नाशिलें हे सांग रूप काय ।। ३ ।।

कोण लोकी सांगा घातला बाहेरी ।
ह्मणता हरि हरि तुका म्हणे ।। ४ ।।

## ८९

होऊ नको काही या मनाआधीन ।
नाइकें वचन याचें काही ।। १ ।।

हटियाची गोष्टी मोडून टाकावी ।
सोई ही धरावी विठोबाची ।। २ ।।

आपुले आधीन करूनिया ठेवा ।
नाही तरि जीवा घातक हे ।। ३ ।।

तुका म्हणे जाले जे मनाआधीन ।
तयासी बंधन यम करी ।। ४ ।।

## ૮૮

શું રે દેવ લેતો હાથમાંનું અન્ન,
શાને બહુ મન ભય ધારો ? ૧

ગર્જતાં તે મુખે રામ એક ધારે,
પાપ સહુ વારે ભય-ધાકે. ૨

ખૂંટતાં શું હાથ, પાય અને અંગ,
નાશે[1] શું રે સાંગ રૂપ તારું ? ૩

કરતાં, શું લોકો કરે બહિષ્કાર,
હરિનો પુકાર, તુકો કહે ? ૪

## ૮૯

થઈશ ના જરા મનને આધીન,
સૂણો ના વચન જરા તેનું. ૧

હઠીલાની વાતો છેદી જ નાંખો,
આશરો રાખો, વિઠોબાનો. ૨

નિજ અધીન કર નિશ્ચિત,
નહિ તો ઘાત જીવે નક્કી. ૩

તુકો કહે જેઓ મન અધીન,
તેમને બંધન યમ કેરૂ. ૪

---

૧. નાશ પામે

## ९०

यंदिलें वदावें जीवाचियेसाटी ।
किंवा वरी तुटी आरमी च ॥ १ ॥
स्वहिताची चाड तें ऐका हे बोल ।
अवघेंचि मोल धीरा अंगीं ॥ २ ॥
शिंपिलें तें रोप वरीवरी वरे ।
बाळलिया वरी कोंभ नये ॥ ३ ॥
तुका म्हणे टाकीघायें देवपण ।
फुटलिया जन कुला पुसी ॥ ४ ॥

## ९१

अग्नि हा पाचारी कोणासी साक्षेपें ।
हिंवे तोचि तापे जाऊनियां ॥ १ ॥
उदक ह्मणे काय याहो मज प्यावें ।
तृषित तो धावे सेवावया ॥ २ ॥
काय वस्त्र ह्मणे याहो मज नेसा ।
आपुले स्वइच्छा जग वोढी ॥ ३ ॥
तुक्या स्वामी ह्मणे काय मज स्मरा ।
आपुल्या उद्धारालागूनिया ॥ ४ ॥

## ૯૦

જીવને સાટે વંદિત વંદો,
 કિંવા ન બાંધો આરંભેથી. ૧
સ્વહિત ચાહી સૂણો આ બોલ,
 સર્વસ્વ મોલ, ધીર અંગે. ૨
સીંચતા રોપ વારંવાર રૂડો,
 સૂકતાં પૂરો, ફૂટે નહિ. ૪
તુકો કહે સહેતાં છીણી દેવપણ,
 ફૂટતાં જન પાયે ચાંપે.[1] ૪

## ૯૧

અગ્નિ શું કહે, કો તાપવાને આવો.
 શીતથી સિધાવે આપે[2] જન. ૧
પાણી શું કહેતું, મને કોઈ પીઓ,
 તરસ્યા સેવે દોડી આપ. ૨
વસ્ત્ર શું કહે, મને કોઈ પહેરો,
 જગ તે ઓઢે સ્વેચ્છાએથી. ૩
તુકાનો સ્વામી શું કહે, સ્મરો,
 ઇચ્છીને ઊધરો[3] આપે જાઓ. ૪

---

૧. તુકારામ કહે છે કે, (પથ્થર) છીણીનો ઘા સહન કરે તો તે દેવપણું પામે છે અને તૂટી જાય તો લોકોના પગ નીચે કચડાય છે.
 ૨. પોતાની મેળે. ૩. ઉદ્ધરો.

९२

आलिया संसारा उठा वेगें करा ।
शरण जा उदारा पांडुरंगा ॥ १ ॥
देह हें देवाचें धन कुबेराचें ।
तेथें मनुष्याचें काय आहे ॥ २ ॥
देता देवविता नेता नेवविता ।
तेथें याची सत्ता काय आहे ॥ ३ ॥
निमित्याचा धणी केला असे प्राणी ।
माझें माझें ह्मणोनि व्यर्थ गेला ॥ ४ ॥
तुका ह्मणे कां रे भागवतासाठी ।
देवासवें आटी पाडितोसी ॥ ५ ॥

९३

जोडोनिया धन उत्तम वेव्हारें ।
उदास विचारें वेंच करी ॥ १ ॥
उत्तमचि गती तो एक पावेल ।
उत्तम भोगील जीवखाणी ॥ २ ॥
परउपकारीं नेणें परनिंदा ।
परस्त्रिया सदा बहिणी माया ॥ ३ ॥
भूतदया गाईपशूचें पालन ।
तान्हेल्या जीवन वनामाजी ॥ ४ ॥
शांतिरूपें नव्हे कोणाचा वाईट ।
वाढवी महत्त्व वडिलांचें ॥ ५ ॥
तुका ह्मणे हेंचि आश्रमाचें फळ ।
परमपद बळ वैराग्याचें ॥ ६ ॥

## ૯૨

આવીને સંસાર ઊઠ વેગ કરી,
શરણ લે હરિ ઉદારનું. ૧
પંડ આ હરિનું, ધન કુબેરનું,
તિહાં મનુષનું શું છે કહે? ૨
દાતા આપનારો, નેતા દોરનારો,
ઈંહાં[1] એની સત્તા, કઈ છે કહે? ૩
નિમિત્તનો ધણી કરી મૂક્યો પ્રાણી,
મારું મારું ભણી વ્યર્થ ગયો. ૪
તુકો કહે કાં રે કાજ નાશવંત,
આંટી દેવ સંગ, પાડે છે તું. ૫

## ૯૩

મેળવીને ધન ઉત્તમ વ્યવહારે,
ઉદાસ વિચારે વહેંચી દિયે. ૧
ઉત્તમા ગતિ તે જ એક પામે,
ભોગવે ઉત્તમ જીવ ખાણુ[2]. ૨
પરઉપકારી, નહિ પરનિંદા,
પરસ્ત્રીઓ સદા માતા–બહેન. ૩
ભૂતદયા, ગાય–પશુનું પાલન,
તૃષિત જીવન વન માંહી. ૪
શાંતિરૂપ સદા, કોથી ન ખોટપ,
વધારે મોટપ વડીલોની. ૫
તુકો કહે એ જ આશ્રમનુ ફળ,
પરમપદ બળ વૈરાગ્યનું. ૬

---

૧. અહીંયાં. ૨. ઉત્પત્તિસ્થાન.

कैंमें असोनि ठाउके नेणा ।
दुःख पावाल पुढिले पेणा ॥ १ ॥
आता जागा रे भाई जागा रे ।
चोर निजल्या नाडूनि भागा रे ॥ २ ॥
आता नका रे भाई नका रे ।
आहे गाठी तें लुटवू लोका रे ॥ ३ ॥
तुका म्हणे एकाच्या घायें ।
का रे जाणोनि न धरा भय ॥ ४ ॥

९७

साधकाची दशा उदास असावी ।
उपाधि नसावी अंतर्बाही ॥ १ ॥
लोलुपता काय निद्रेसी जिंकावें ।
भोजन करावें परिमित ॥ २ ॥
एकान्ती लोकांती स्त्रियांसी भाषण ।
प्राण गेल्या जाण बोलों नये ॥ ३ ॥
सग सज्जनाचा उच्चार नामाचा ।
घोष कीर्तनाचा अहर्निशीं ॥ ४ ॥
तुका म्हणे ऐसा साधनीं जो राहे ।
तोचि ज्ञान लाहे गुरुकृपा ॥ ५ ॥

## ૯૬

કાં રે જાણીને થાઓ અજાણ,
દુઃખ પામશો આગલે સ્થાન. ૧
હવે જાગો રે ભાઈ જાગો રે,
ઊંઘતા ચોર નાડીને[1] ભાગો રે. ૨
હવે નહિ રે ભાઈ નહિ રે,
ગાંઠડી બાકી લૂંટવા દેવી રે. ૩
તુકો કહે એકનો ઘાય,
કાં રે જાણીને ન ધરો ભય. ૪

## ૯૭

સાધક સ્વદશા ઉદાસીન રાખે,
ઉપાધિ ન રાખે અંતર્બાહ્ય ૧
લોલુપતા, કાયા, નિદ્રાને તે જીતે,
ભોજન કરે તે પરિમિત. ૨
એકલો કે લોકે સ્રીઓથી ભાષણ,
પ્રાણ ગયે જાણ બોલે નહિ. ૩
સંગ સજ્જનનો ઉચ્ચાર નામનો,
ઘોષ કીર્તનનો અહોનિશ ૪
તુકો કહે આવે સાધને જે ગ્રહે,
તે જ જ્ઞાન લહે ગુરુકૃપા. ૫

---

૧. ઉતરીને

पराविया नारी माउलीसमान ।
मानिलिया धन काय वेचे ॥ १ ॥
न करिता परनिंदा परद्रव्यअभिलाष ।
काय तुमचे यास वेचे सागा ॥ २ ॥
बैसलिये ठायी ह्मणता रामराम ।
काय होय श्रम ऐसें सागा ॥ ३ ॥
सताच्या वचनीं मानिता विश्वास ।
काय तुमचे यास वेचे सागा ॥ ४ ॥
खरें बोलता कोण लागती सायास ।
काय वेचे यास ऐसें सागा ॥ ५ ॥
तुका म्हणे देव जोडे याचसाठी ।
आणीक ते आटी न लगे काही ॥ ६ ॥

९५

देह मृत्यूचें भातुक । फळा आलें कवतुक ॥ १ ॥
काय मानियेलें सार । हेंचि वाटतें आश्चर्य ॥ २ ॥
नानाभोगाची सचितें । वस्ति ठेविलें आइतें ॥ ३ ॥
तुका म्हणे कोडी । उगवू न सकती बापुडी ॥ ४ ॥

## ૯૪

પારકી નારી માતા સમાન,
માનતાં ધન કાંઈ ઓછુ[1]? ૧

પરનિંદા પરદ્રવ્ય અભિલાષ,
ન કરતાં ભાખ[2] શુ રે ઓછુ? ૨

બેસવાને સ્થાને કહેતા રામરામ,
શું થાય શ્રમ, કહો મને? ૩

સંતોને વચને રાખતાં વિશ્વાસ,
પડે શું પ્રયાસ, કહો મને? ૪

સાચું બોલતા લાગતો શુ શ્રમ,
કહો મને વ્યર્થ[3] એ કાજેનો. ૫

તુકો કહે દેવ મળવા[4] આ રીતો,
બીજી ન શરતો[5] એકે જુદી. ૬

## ૯૫

દેહ ભાથું મૃત્યુતણુ, વિચારતાં એ જણાયું. ૧
એમા શું માન્યો રે સાર, એ જ આશ્ચર્ય અપાર. ૨
નાના ભોગોના સંચિત, નિજ હાથે કીધા સિદ્ધ. ૩
તુકો કહે કોયડા, ઉકેલી શકે ન બાપડા. ૪

---

૧ અર્થ આ રીતે ઘટાવવો પારકી સ્ત્રીને માતાસમાન માનતા શું તમારું ધન ઓછું થઈ જશે? એટલે કે શું તમે દરિદ્ર બની જશો? ૨. કહે. ૩ વ્યર્થતા. ૪. મળવાની. ૫ શરતો

निर्वाहापुरतें अन्न आच्छादन ।
आश्रमासी स्थान कोपी गुहा ॥ १ ॥
कोठेंही विन्नासी नसावें वचन ।
हृदयीं नारायण साठवावा ॥ २ ॥
नये बोलो फार बैसों जनामधीं ।
सावधानबुद्धी इंद्रियें दमीं ॥ ३ ॥
तुका ह्मणे घडी घडीनें साधावी ।
त्रिगुणाची गोवी उगवूनि ॥ ४ ॥

९९

का रे नाठविसी कृपाळू देवासी ।
पोसितो जनासी एकला तो ॥ १ ॥
बाळा दुधा कोण करितें उत्पत्ति ।
वाढवी श्रीपति सवें दोन्ही ॥ २ ॥
फुटती तरुवर उष्णकाळमासीं ।
जीवन तयासी कोण घाली ॥ ३ ॥
तेणें तुझी काय नाही केली चिंता ।
राहें त्या अनंता आठवूनि ॥ ४ ॥
तुका म्हणे ज्याचें नाम विश्वंभर ।
त्याचें निरंतर ध्यान करीं ॥ ५ ॥

નિર્વાહ પૂરતું અન્ન આચ્છાદન,
રહેવાનું સ્થાન કોતર ગુફા.

ક્યાંય એ ચિત્તને ન રાખે બંધન,
હૃદયે નારાયણ, સંગ્રહી લે. ૨

નહિ બોલે ઝાઝું બેસે જન મધ્યે,
બુદ્ધિથી સાવધે,[1] ઇન્દ્રિય દમે. ૩

તુકો કહે ઘડી ઘડીથી તે સાધો,[2]
ત્રિગુણના બંધો ઉકેલીને. ૪

૯૯

કાં રે ન સંભારે કૃપાળુ હરિને,
પોષતો લોકને એકલો તે. ૧

બાળ કાજે થાને દૂધ કોણ કરે,
શ્રીપતિ[3] વધારે બન્ને સાથે. ૨

ફૂટતાં જે વૃક્ષો ઉષ્ણ કાળ માંહી,
ઉદકને ત્યાંહી કોણ ઘાલે. ૩

તેણે તારી શું રે નથી કીધી ચિંત,
રહે એ અનંત સંભારીને. ૪

તુકો કહે જેનું નામ વિશ્વંભર,
તેનું નિરંતર ધ્યાન ધરો. ૫

---

૧. સાવધ રહીને. ૨. સિદ્ધ કરો. ૩. શ્રી-લક્ષ્મીના પતિ ભગવાન વિષ્ણુ.

भक्तिभावें करी वैरोनि निश्चित ।
मको गोवू चित्त प्रपंचासी ॥ १ ॥
एक दृढ करीं पंडरीचा राव ।
मग नुज उपाव पुढिल सुचे ॥ २ ॥
नको करूं कांहीं देवतापूजन ।
जप तप ध्यान तेंही नको ॥ ३ ॥
मानिसिल म्हणी आपलिक काही ।
येरझार पाही न चुके कदा ॥ ४ ॥
एसें जन्म किती पावलासी देही ।
अझूनि का नाही कळली सोय ॥ ५ ॥
सोय धरीं आता होय पा सावध ।
अनुभव आनंद आहे कैसा ॥ ६ ॥
सहज कैसें आहे तेथीचें तें गुज ।
अनुभवें निज पाहें तुकी ॥ ७ ॥
तुका म्हणे आता होई तू सावध ।
तोडी भवबंध एका जन्में ॥ ८ ॥

१०१

आणीक दुसरें मज नाही आता ।
नेमिलें या चित्तापासुनिया ॥ १ ॥
पांडुरंग ध्यानी पांडुरंग मनीं ।
जागृती स्वप्नीं पांडुरंग ॥ २ ॥

ભક્તિભાવે કરી બેસને નિશ્ચિત,
પરોવ નહિ ચિત્ત જંજાળે તું. ૧
એક દૃઢ કર પંઢરીનો રાય,
પાછીના ઉપાય આપે સૂઝે. ૨
કર નહિ કાંઈ દેવતા પૂજન,
જપ તપ ધ્યાન તેયે નહિ. ૩
માનતો રખે પોતાનું છે કાંય,
આવાગમન તોય ચૂકે નહિ. ૪
કેટલાયે જન્મ લીધા છે તેં દેહે,
હજુયે કાં નહોયે સૂઝ તને ? ૫
સૂઝ ધર હવે થઈ જા સાવધ,
અનુભવ આનંદ છે રે કેવો ? ૬
સહજપણાનુ શોધી લેને ગુજ,[૧]
અનુભવે નિજ શોધી તું લે. ૭
તુકો કહે હવે થઈ તું સાવધ,
તોડ ભવબંધ એક જન્મે. ૮

૧૦૧

હવે નહિ બીજું મનમાં વિચારું,
ચિત્તથી નિર્ધાર્યું નક્કી એક. ૧
પાંડુરંગ ધ્યાને, પાંડુરંગ મને,
જાગૃતિ સ્વપને, પાંડુરંગ. ૨

૧. ગૂહ્ય; રહસ્ય.

पडिलें वळण इंद्रियां सकळां ।
भाव तो निराळा नाही दुजा ॥ ३ ॥
तुका म्हणे नेत्रीं केली ओळखण ।
तटस्थ तें ध्यान विटेवरी ॥ ४ ॥

१०२

जाणे भक्तीचा जिव्हाळा । तोचि देवाचा पुतळा ॥ १ ॥
आणीक नये माझ्या मना । हो का पंडित शाहाणा ॥ २ ॥
नामरूपी जडलें चित्त । त्याचा दास मी अंकित ॥ ३ ॥
तुका म्हणे नवविध । भक्ति जाणे तोचि शुद्ध ॥ ४ ॥

१०३

धन्य भावशीळ । ज्याचें हृदय निर्मळ ॥ १ ॥
पूजी प्रतिमेचे देव । मन म्हणती तेथें भाव ॥ २ ॥
विधिनिषेध नेणती । एक निष्ठा धरती चित्तीं ॥ ३ ॥
तुका म्हणे तैसें देवा । होणें लागे त्याच्या भावा ॥ ४ ॥

१०४

जे का रंजले गांजले । त्यांसि म्हणे जो आपुले ॥ १ ॥
तोचि साधु ओळखावा । देव तेथेंचि जाणावा ॥ २ ॥
मृदु सबाह्य नवनीत । तैसें सज्जनाचें चित्त ॥ ३ ॥
ज्यासि आपंगिता नाही । त्यासि धरी जो हृदयीं ॥ ४ ॥
दया करणें जें पुत्रासी । तेचि दासा आणि दासी ॥ ५ ॥
तुका म्हणे सांगू किती । तोचि भगवंताची मूर्ती ॥ ६ ॥

પડિયુ વગણુ ઇંદ્રિયોને સર્વે,
નહિ જુદે ભાવે ભિન્ન થાઉ ૩
તુકો કહે નેત્રે કરી ઓળખાણુ,
તટસ્થ એ ધ્યાન ઈટ પરે ૪

૧૦૨

જાણે ભક્તિરસ વૃહાવો, તે જ ભાગ્યવાન ખરો ૧
બીજો નહિ મારે મતે, ભવે ડાહ્યો કે પંડિતે ૨
હરિ માહી ચોટયુ ચિત્ત, તેનો દાસ હું અંકિત ૩
તુકો કહે નવવિધ, ભક્તિ તે જ જાણે શુદ્ધ ૪

૧૦૩

ધન્ય ભાવશીલ, જેનુ હૃદય નિર્મળ ૧
પૂજે પ્રતિમાના દેવ, સંત કહે તેમા ભાવ ૨
વિધિનિષેધ નહિ જાણે, એકનિષ્ઠા ધારી મને ૩
તુકા થવું પડે દેવે, જેવો તેને ચિત્તે ભાવે ૪

૧૦૪

જે કો દબાય રિબાય, તેને કરે જે આત્મીય ૧
તે જ સાધુ પરમાણો, દેવ ત્યા જ રૂહે જાણો ૨
મૃદુ સર્વાંગ[1] નવનીત,[2] તેવા સજ્જનના ચિત્ત ૩
જેને આશ્રય ન કયાય, તેને રાખે હૃદા[3] માહ્ય ૪
કરે પુત્રે માયા જેવી, દાસદાસી પરેયે તેવી ૫
તુકો કહે ન અત્યુક્તિ, તે જ ઈશ્વરની મૂર્તિ ૬

---
૧ અંદર બહાર—બધે ૨ માખણ ૩ હૃદય

१०५

नाही सतपण मिळत हे हाटी ।
हिंडता कपाटी रानी वनी ॥ १ ॥
नये मोल देता धनाचिया राशी ।
नाही तें आकाशी पाताळी ते ॥ २ ॥
तुका म्हणे मिळे जिवाचिये साटी ।
नाही तरी गोष्टी बोलो नये ॥ ३ ॥

१०६

काय वाणू आता न पुरे हे वाणी ।
मस्तक चरणी ठेवीतसें ॥ १ ॥
थोरीव सांडिली आपुली परिसें ।
नेणे शिवो कैसें लोखडासी ॥ २ ॥
जगाच्या कल्याणा संताच्या विभूती ।
देह कष्टविती उपकारें ॥ ३ ॥
भूताची दया हे भांडवल संतां ।
आपुली ममता नाही देहीं ॥ ४ ॥
तुका म्हणे सुख पराविया सुखें ।
अमृत हें मुखें स्रवतसे ॥ ५ ॥

૧૦૫

નહીં સંતપણું મળે કોઈ હાટે,
શોધતાં ગુફાએ, રાને, વને. ૧

ના'વે દેતાં મૂલ્ય ધન તણા રાશે[1],
નહિયે આકાશે, પાતાળેયે. ૨

તુકો કહે મળે જીવને જ સાટે,
નહિ તો ન મોઢે બોલો વાત. ૩

૧૦૬

કેમ હું વખાણું? નહિ પૂરે બોલી,
માથું પાયે મેલી, તોય માનું. ૧

મહાતમ[2] છાંડ્યુ પારસે પોતાનુ!
અડે નહિ તો શાનુ, લોહ નીચ? ૨

સંતોની વિભૂતિ જગના હિતાર્થે,
ઘસતા પગાર્થે, નિજ કાય ૩

ભૂતદયા એ જ મુડી છે સંતોની,
નહિ મમતાની વૃત્તિ દેહે. ૪

તુકો કહે સુખી બીજાના એ સુખે,
અમૃતને મુખે વહેતું બાળો ૫

---

૧. ઢગલા વડે. ૨. મહાત્મ્ય મોટાઈ

भक्त ऐसे जाणा जे देही उदास ।
गेले आशापाश निवारूनी ॥ १ ॥
विषय तो त्याचा जाला नारायण ।
नावडे धन जन मातापिता ॥ २ ॥
निर्वाणी गोविंद असे मागेंपुढें ।
काहींच सांकडें पडों नेदी ॥ ३ ॥
तुका म्हणे सत्य कर्मा व्हावें साह्य ।
घातलिया भय नर्का जाणें ॥ ४ ॥

१०८

उत्तम त्या याति । देवा शरण अनन्यगति ॥ १ ॥
नाहीं दुजा ठाव । काही उत्तम मध्यम भाव ॥ २ ॥
उमटती ठसे । ब्रह्मप्राप्ति अंगीं दिसे ॥ ३ ॥
भाविक विश्वासी । तुका म्हणे नमन त्यासी ॥ ४ ॥

१०९

संत गाती हरिकीर्तनीं । त्यांचें घेईन पायवणी ॥ १ ॥
हेंचि तप तीर्थ माझें । आणीक मी नेणें दुजें ॥ २ ॥
काया कुरवंडी करीन । संत महंत ओंवाळीन ॥ ३ ॥
संत महंत माझी पूजा । अनुभाव नाहीं दुजा ॥ ४ ॥
तुका म्हणे नेणें कांहीं । अवघें आहे संतापायीं ॥ ५ ॥

## ૧૦૭

ભક્ત એ જ જાણો દેહે જે ઉદાસ,
ગયા આશાપાશ તોડીને જે. ૧
વિષય તો તેને થયા નારાયણ,
તુચ્છ જન – ધન – માતા – પિતા. ૨
ઉદ્ધારે ગોવિંદ રહી આગે – માગે[1],
જરાયે ન વાગે તેને ઠેસ. ૩
તુકો કહે સત્ય કર્મ થવું સાહ્ય[2],
દેખાડતાં ભય નરકે જાય. ૪

## ૧૦૮

ઉત્તમ તે જાતિ, દેવ શરણે અનન્ય ગતિ. ૧
નહિ બીજું કામ, કંઈ ભાવ મધ્યમોત્તમ. ૨
ઊંડતી તે રેખ, બ્રહ્મ-પ્રાપ્તિ તણી પેખ. ૩
વિશ્વાસી ભાવવાન,[3] તુકો તેને હો નમન. ૪

## ૧૦૯

સંત ગાતાં હરિકીર્તને, તેના લઉં પાય ધોઈને. ૧
આ જ તપ તીર્થ મારું, અવર ન કાંઈ ધારું. ૨
કાયા કુરબાન કરું, સંત પરે ઓવારું. ૩
સંત મહંત મારી પૂજા, અનુભાવ[4] નહીં બીજા. ૪
તુકો કહે ન જાણું અન્ય, સર્વ મારું સંત ચરણ. ૫

૧. પાછળ. ૨. મદદગાર. ૩. ભાવવાળો, ભાવિક.
૪. મનોગત ભાવનો બાહ્ય વિકાર.

## ११०

विचारावाचून । न पविजे समाधान ॥ १ ॥
देह निगुणाचा बाधा । माजी नाही गुण मुदा ॥ २ ॥
देवाचिये चाडे । देवा द्यावे जें जे घडे ॥ ३ ॥
तुका म्हणे होतें । वहु गोमटें उचितें ॥ ४ ॥

## १११ ✓

मुसावलें अंग । रंगीं मेळविला रंग ॥ १ ॥
एकीं एक दृढ झालें । मुळा आपुलीया आलें ॥ २ ॥
मागरी थेंबुटा । पडिल्या निवडे कोण्या वाटा ॥ ३ ॥
तुका म्हणे नावें । नव्हे जाणावें हें देवें ॥ ४ ॥

## ११२

वंदीन मी भूतें । आता अवघींचि समस्तें ॥ १ ॥
तुमची करीन भावना । पदोपदी नारायणा ॥ २ ॥
गाळुनिया भेद । प्रमाण तो ऐसा वेद ॥ ३ ॥
तुका म्हणे मग । नव्हे दुजयाचा संग ॥ ४ ॥

## ११३

अक्षयी त झालें । आता न मोडे रचिलें ॥ १ ॥
पाया पडिला खोळे ठायीं । तेथें पुढे चाली नाही ॥ २ ॥
होतें विखुरलें । नाळा जमे झडती आलें ॥ ३ ॥
तुका म्हणे बोली । पुढें कुंठितचि झाली ॥ ४ ॥

११०

વિચાર કર્યાં વણ, ન થાય સમાધાન. १
દેહ ત્રિગુણનો બાંધો, ગુણ એક નહિ સૂધો.[1] २
ભક્તિથી અર્પણ, કરો જે જે બને કર્મ. ३
તુકો કહે હિત, બહુ સુંદર ઉચિત. ४

१११

દેવે ભર્યું સર્વ અંગ, રંગે મળી ગયો રંગ. १
એકે એક[2] દઢ થયું, નિજ મૂળ માંહી ગયું. २
સાગર માંહી બિંદુ પડ્યે કોણ કરે જુદું ? ३
તુકો ન રહે નામે, જાણ્યું કેવળ તે સ્વામે. ४

११२

વંદીશ હું ભૂત–પ્રાણીમાત્રને સમસ્ત. १
તારી કરીશ ભાવના, પદે પદે નારાયણા. २
સહુ ટાળીશ હું ભેદ, પ્રમાણીને વેદ. ३
તુકારામને અંગ, નહિ પછી દ્વૈત સંગ. ४

११३

અક્ષય તે થયું, હવે તટે ન રહેલું. १
પડયો ઠેકાણે પાય, આગે જગ્યા નહિ કયાંય. २
મળ્યું વીખરેલું, મારું સઘળું જડયું. ३
તુકો કહે વાણી, હવે ખૂટી અંત પામી. ४

१. ચોખ્ખો. २. એકમાં એક–ઈશ્વરમાં તુકારામ.

## ११४

मुक्त कासया म्हणावें । बंधन तें नाही ठावें ॥ १ ॥
सुखें करितों कीर्तन । भय विसरलें मन ॥ २ ॥
देखिजेना नास । घालूं कोणावरी कास ॥ ३ ॥
तुका म्हणे माहे । देव आहे तैसा आहे ॥ ४ ॥

## ११५

तुज मज ऐसी परी । जैसे तरंग सागरीं ॥ १ ॥
दोहींमाजी एक जाणा । विठ्ठल पंढरीचा राणा ॥ २ ॥
देव भक्त ऐसी बोली । जव भ्रांति नाही गेली ॥ ३ ॥
ततु पट जेवी एक । तैसा विश्वेंसी व्यापक ॥ ४ ॥

## ११६

जाणोनि नेणत करीं माझें मन ।
तुझी प्रेमखूण देऊनिया ॥ १ ॥
मग मी व्यवहारीं असेन वर्तत ।
जेवीं जळाआत पद्मपत्र ॥ २ ॥
ऐकोनि नाईके निंदास्तुति कानी ।
जैसा का उन्मनी योगिराज ॥ ३ ॥
देखोनी न देखे प्रपच हा दृष्टी ।
स्वप्नीचिया सृष्टि चेविल्या जेवीं ॥ ४ ॥
तुका म्हणे ऐसें जालियावाचून ।
करणें न तें सीण वाटतसे ॥ ५ ॥

## ૧૧૪

મુક્ત શાને કહાવું, નહિ બંધન હું જાણું? ૧
સુખે કરું હું કીર્તન, ભય વીસરી ગયું મન. ૨
દેખું ના વિનાશ, ઝાલું કોને ધરી આશ? ૩
તુકો કહે સત્ય, દેવ એકરૂપે નિત્ય. ૪

## ૧૧૫

તારો મારો એ સંબંધ, જેવો સાગર તરંગ. ૧
બેઉ માંહી એક જાણો, વિઠ્ઠલ પંઢરીનો રાણો. ૨
દેવ, ભક્ત એવી બોલી, જવ ભ્રાંતિ નહિ ટળી. ૩
તંતુ પટ એક જેમ વિશ્વે વ્યાપક છે તેમ. ૪

## ૧૧૬

જાણીને અજાણ્યું કરો મારું મન,
તારી પ્રેમખૂણુ[1], આપીને હો. ૧
પછી હું રહીશ વર્તતો વ્યવહારે,
જેમ રહે નીરે પદ્મ-પત્ર. ૨
સાંભળી ન સૂણું નિંદા-સ્તુતિ કાન,
જેવો શું ઉન્મન, યોગીરાજ. ૩
જોઈને ન જોઉં સંસારની દૃષ્ટિ,
સ્વપ્નની સૃષ્ટિ, જેવી જાગ્યે. ૪
તુકો કહે જવ લાધે ન એ મર્મ,
લાગે સર્વે કર્મ શ્રમરૂપ. ૫

૧. પ્રેમની નિશાની

## ११९

कासियानें पूजा करूं केशीराजा ।
हाचि संदेह माझा फेडी आता ॥ १ ॥
उदकें न्हाणूं तरी स्वरूपचि तुझें ।
तेथें देवा माझें काय वेंचे ॥ २ ॥
गंधाचा सुगंध पुष्पाचा परिमळ ।
तेथें मी दुर्बळ काय वाहू ॥ ३ ॥
वाहू दक्षिणा परी धातु नारायण ।
अन्न परब्रह्म दुजें नाही ॥ ४ ॥
गाता तू ओंकार टाळी नादेश्वर ।
नाचावया थार नाही कोठें ॥ ५ ॥
फळदाता तूच तांबूल अक्षता ।
तेथें मी अनंता काय वाहू ॥ ६ ॥
तुका म्हणे हरी अवघें तुझें नाम ।
धूप दीप रामकृष्णहरी ॥ ७ ॥

## १२०

लवण मेळविना जळें । काय उरलें निराळें ॥ १ ॥
तैसा समरस जालों । तुजमाजी हरपलों ॥ २ ॥
अग्निकर्पूराच्या मेळीं । काय उरली काजळी ॥ ३ ॥
तुका म्हणे होती । तुझी माझी एक ज्योती ॥ ४ ॥

શાના વડે પૂજા કરું, કેશવરાય?
એ સંશય, ફેડો આજે. ૧
ઉદકે નહવાડું તો સ્વરૂપ એ તારું,
તેમાં દેવ! મારું, શું છે કહો? ૨
ચંદને સુગંધ, પુષ્પે પરિમળ,
તેમાં હું દુર્બળ, શું રે અર્પું? ૩
દેતાં દક્ષિણાયે ધાતુ નારાયણ,
અન્ન પરબ્રહ્મ, બીજું નહિ. ૪
ગાઉં તે ઓંકાર, તાલ નાદેશ્વર,
નાચવાને થાર[1] નહિ કેથે[2]. ૫
ફળદાતા તું જ, તાંબુલ અક્ષત,
તિહાં હું અનંત! શું રે આપું? ૬
તુકો કહે હરિ! એક તારું નામ,
કૃષ્ણ, હરિ, રામ, ધૂપ દીપ. ૭

## ૧૨૦

લવણ જળે મળ્યું, પછી શું રહે નિરાળું?
તેવો બન્યો સમરસ, થયો તારામાં સમાસ. ૧
અગ્નિ કપૂરનો મેળ, બાકી રહે શું કાજળ?
તેવો બન્યો સમરસ, થયો તારામાં સમાસ. ૨
તુકો કહે થાતી, તારી મારી એક જ્યોતિ,
તેવો બન્યો સમરસ, થયો તારામાં સમાસ. ૩

---

૧. સ્થાન; સ્થળ. ૨. ક્યાંય.

## ११७

उपाधिवेगळे तुह्मी निर्विकार ।
काहीच ससार तुह्मा नाही ॥ १ ॥

ऐसे मज करनी ठेवा नारायणा ।
समूळ वासना नुरवावी ॥ २ ॥

निसग तुह्मासी राहणें एकट ।
नाही कटकट माहों मेत ॥ ३ ॥

तुका म्हणे नाही मिळो येत शिळा ।
रंगासी सकळा स्फटिकाची ॥ ४ ॥

## ११८ ✓

देही असोनिया देव । वृथा फिरतो निर्दैव ॥ १ ॥
देव आहे अतर्यामी । व्यर्थ हिंडे तीर्थग्रामी ॥ २ ॥
नाभी मृगाचे कस्तूरी । व्यर्थ हिंडे वनातरी ॥ ३ ॥
साखरेचें मूळ ऊंस । तैसा देही देव दिसे ॥ ४ ॥
दुधी असता नवनीत । नेणें तयाचें मथित ॥ ५ ॥
तुका सागे मूढजना । देही देव का पाहाना ॥ ६ ॥

## ૧૧૭

ઉપાધિરહિત તમે નિર્વિકાર,
 કંઈ જ સંસાર તમને નહોયે. ૧

એવો મને કરી મૂકો, નારાયણ!
 સમૂળ વાસના છેદી નાંખો. ૨

નિઃસંગ તમારે રહેવું એકલ,
 નહિ કળકળ સહી શકો. ૩

તુકો કહે મેલ ચઢે નહિ રંગે,
 સ્ફટિકને સંગે, જેમ કદી. ૪

## ૧૧૮

દેહે વસતાંયે દેવ, વૃથા ફરતો નિર્દૈવ. ૧
દેવ છે રે અંતર્યામી, વૃથા હીંડે તીર્થગ્રામે. ૨
મૃગનાભિમાં કસ્તુરી, વૃથા હીંડે વન ભરી.[1] ૩
સાકરનું મૂળ ભિસ,[2] તેવો દેહે દેવ પેખ. ૪
દૂધે ભર્યું નવનીત, નહિ જાણે મંથન રીત. ૫
મૂરખ જન, તુકો કહે, દેવ કાં ન જુઓ દેહે. ૬

---

૧. આખા વનમા. ૨. શેરડી.

# પરિશિષ્ટ

## અભંગાનુસાર સંત તુકારામનું જીવનચરિત

सकळ चिंतामणी शरीर । जरी जाय अहंकार आशा समूळ ।
निंदा हिंसा नाही कपट देहबुद्धि । निर्मळ स्फटिक जैसा ॥१॥
मोक्षाचें तीर्थ नलगे वाराणसी । येती तयापासी अवघी जनें ।
तीर्थासी तीर्थ जाला तोचि एक । मोक्ष तेणें दर्शनें ॥२॥
मन शुद्ध तया काय करिसी माळा । मंडित सकळा भूषणासी ।
हरिच्या गुणें गर्जताती सदा । आनंद तया मानसी ॥३॥
तन मन धन दिलें पुरुषोत्तमा । आशा नाही कवणाची ।
तुका ह्मणे तो परिसाहूनि आगळा । काय महिमा वर्णूं त्याची ॥४॥

સંત તુકારામે સંતોનું આવું વર્ણન કર્યું છે તેઓ કહે છે 'આ શરીર જ ચિંતામણિ છે ચિંતામણિ એટલે જે મણિ પાસે હોય તો ઇચ્છેલી વસ્તુ પ્રાપ્ત થાય આપણું શરીર જ ખરેખર ચિંતામણિ છે સર્વ સુખ, સર્વ આનંદ આપનાર છે પણ એ ક્યારે? જ્યારે આપણામાંથી અહંકાર, આશા મૂળસહિત નાશ પામે, નિંદાવૃત્તિ, હિંસા, કપટ, દેહબુદ્ધિ વગેરે બધુ નાશ પામે, મન સ્ફટિક જેવું નિર્મળ થાય ત્યારે આપણું શરીર ચિંતામણિ બને છે — સર્વ સુખ, સર્વ આનંદ આપનારું થાય છે એવી જેની સ્થિતિ હોય તેને મોક્ષના તીર્થરૂપ વારાણસી જવાની જરૂર નથી પણ ઊલટું તેની પાસે બધા લોકો પાવન થવા માટે આવતા હોય છે એટલું જ નહીં પણ તીર્થને પાવનતા, પવિત્રપણું સુધ્ધાં આવા પુરુષને લીધે જ પ્રાપ્ત થાય છે. સંતના રહેવાને કારણે તીર્થ નિર્માણ થતું હોય છે જ્યાં સંતનો વાસ હોય છે તે જ ખરું તીર્થ છે' એટલે જ તુકારામ મહારાજ કહે છે કે, तीर्थासी तीर्थ जाला तोचि एक । 'સંતના દર્શનથી મોક્ષ પણ પ્રાપ્ત થાય છે, તેનો અર્થ એ કે તેમના દર્શનથી મુક્ત પુરુષ કેવા હોય છે એ તમને મૂર્તિમંત દેખાઈ આવશે જેનું મન શુદ્ધ છે તેને

માળા આદિ બાહ્ય ચિહ્નની જરૂર નથી કારણ કે તે સર્વ સદ્ગુણોથી નિરૂપિત છે હરિના ગુણનું વર્ણન તેના મુખથી સંવ ચાલતુ હોય છે અને તેના મનમા હમેશા આનંદ ભરેલો હોય છે તેણે તન, મન, ધન એ બધું પુરુષોત્તમને—ભગવતને અર્પણ કરેલા છે તેને કોઈની અને કશાની પણ આશા નથી હોતી પારસમણિ કરતા પણ આવા સત શ્રેષ્ઠ છે હું તેના મહિમાનુ શુ વર્ણન કરુ ?'

આ અભગમા તુકારામે સતનું જે વર્ણન કર્યું છે તેવી તેમની પોતાની સ્થિતિ હતી

સત તુકારામના જન્મ વગેરે અંગે તમે જીવનચરિતમા જોશો સત તુકારામ જ્યારે સત્તર અઢાર વર્ષના થયા ત્યારે તેમના માતાપિતા બન્ને સ્વર્ગવાસી થયાં મોટા ભાઈ સાવજીની પત્ની પણ તે સમયે સ્વર્ગવાસી થઈ સાવજી ઘરબાર છોડીને તીર્થાટન કરવા ગયો તે ફરીને ઘેર આવ્યો નહી આ વખતે ઘરનો બધો ભાર એકલા તુકારામ પર જ આવી પડ્યો તેઓ સત્યથી અને પરિશ્રમપૂર્વક પોતાનો ઘર-સસાર ચલાવતા હતા

પરંતુ થોડાક જ વખતમા ઘરની વિકટ સ્થિતિ થવાથી અને બહાર દેશમાયે દુકાળને લીધે કેર વર્તેલો જોઈને તેમનું મન સસારથી ત્રાસી ગયુ પહેલેથી તેમનુ મન પરમેશ્વર તરફ હતું આ કઠણ સજોગોને લીધે જગતમા બધુ સુખ નશ્વર હોઈને એક પરમાત્મા જ સત્ય છે અને તેની પ્રાપ્તિ કરી લેવી એ જ ઈહલોકમા મનુષ્યનુ કર્તવ્ય છે, એમા જન્મનુ સાર્થક છે એવી તેમની દઢ ભાવના થતી ગઈ

દુકાળના દિવસો પૂરા થયા, પણ ફરીને તેમનુ મન સસારમા આસક્ત થયુ નહી સંત તુકારામે ત્યારથી જ ઈશ્વરપ્રાપ્તિનો માર્ગ લીધો ઘરની કાયમની વ્યવસ્થા કરવા પાછળ તેઓ લાગ્યા ઘરની શાહુકારી હતી અને તેના દસ્તાવેજ તેમની પાસે હતા તેમના નાના ભાઈ કાન્હોબાને તેના ભાગના અડધા દસ્તાવેજ આપી દીધા લોકોની પૈસા આપવાની શક્તિ ન હતી ખતપત્ર પરથી ધીરધારના પૈસા વસૂલ

કરવા, એટલે દુષ્ટતા સિવાય વસૂલ કરવા શક્ય નથી વગેરે વિચારો તેમના મનમાં આવ્યા. દુષ્ટતા તો તેમના હૃદયમાં મૂળથી જ ન હતી, દયા જ ભરેલી હતી. આવી સ્થિતિમાં ધીરેલા પૈસા વસૂલ થવા અશક્ય જ. ત્યારે આ દસ્તાવેજો કેવળ આશાનું જ મૂળ છે, પરમેશ્વરની પ્રાપ્તિ કરવી હોય તો આશાનો પ્રથમ નાશ કરવો જોઈએ, એ વિચારથી તેમણે એ કાગળિયાનો નાશ કરવાનો નિશ્ચય કર્યો તે બધા કાગળો તેમણે કાઢયા; તેની ઉપર નીચે પથ્થર બાંધી ઇંદ્રાયણી નદીના વટેળામાં તે કાગળોને તેમણે ડુબાડી દીધા; અને તેઓ પોતે આશામાંથી કાયમના મુક્ત થયા. આશાને જ તેમણે ડુબાડી દીધી આ હકીકત પરથી સંસાર પ્રત્યેનો તેમનો વૈરાગ્ય અને આશામાંથી છૂટવા માટેનું તેમનું સાહસ એ બાબત સ્પષ્ટ જણાઈ આવે છે આ રીતે આશાનો નાશ કરવાનો પ્રયત્ન કરવો એ નિ શક અદ્દભુત વાત છે

ધંધો બરાબર ચાલે નહી શાહૂકારી હતી તે આ રીતે નષ્ટ થઈ. તેમણે લોકોને પોતાના ઋણમાંથી મુક્ત કર્યા, અને તેઓ પોતે સંસાર પ્રત્યે ઉદાસીન થયા સદૈવ પરમેશ્વરનુ નામસ્મરણ કરવુ, ભજન કરવુ, કદી એકાતમા રહેવુ, સ્ત્રી પુત્ર પર મમતા ન રાખવી, શરીર-નિર્વાહ પૂરતો કાઈ ઉદ્યોગ કરવો, લોકોને — વિશેષે કરીને ગરીબોને — ઉપયોગી થવુ, તેમનુ નાનુ મોટુ કામ કરવુ, થાકયો હોય તેનો ભાર પોતાને માથે લેવો, કોઈ ગરીબ મુસાફર કે યાત્રાળુ ગામમા આવે ત્યારે પોતાની ગરીબી અને ખાવાની ખરાબ સ્થિતિ હોવા છતા તેને પોતાને ઘેર લઈ જઈ તેનુ આતિથ્ય કરવુ સેવા કરવી, સર્વ ભૂતોમાં પરમેશ્વર છે, કોઈને — જીવમાત્રને — પણ દુ ખ ન થાય એવો પ્રયત્ન કરવો, ગધેડાં તરસ્યા હોય તો તેમને પણ પાણી પાવુ, ભૂતદયાના કામમાં શરમ ન રાખવી, સ સારની વાતોમા મન ન પરોવવુ — આવા પ્રકારની તેમની વિરક્ત અને દયાભાવપૂર્ણ સ્થિતિ થઈ એને લીધે લોકો તેમને લગભગ ગાડા માનવા લાગ્યા ઘરસસાર કેમ ચલાવવો એ તેઓ સમજતા જ નથી, એમ લોકો કહેવા લાગ્યા લોકોમાં તેમની જે પ્રતિષ્ઠા,

માન્યતા હતી તે જતી રહી. આ અવસ્થામાંય તેઓ કાંઈ ઉદ્યોગ કરતા હતા અને તેમાં તેમને કોઈ વાર ફાયદો પણ થતો. પરંતુ દયાળુ સ્વભાવને લીધે, સર્વના કલ્યાણની ઇચ્છા હોવાને લીધે એ ફાયદો તેમના કુટુંબને ન મળતાં કોઈ પણ દુઃખી દરિદ્રીને જ તે મળતો હતો. આવી સ્થિતિને લીધે કુટુંબમાં, સગાંસંબંધીઓમાં તેમનું માન કંઈ રહ્યું નહીં. લોકો પણ છડેચોક તેમની નિંદા કરવા લાગ્યા. તેથી તેમનું મન અધિક ઉદાસીન થતું ચાલ્યું અને પરમેશ્વર માટે અધિક વ્યાકુળ થવા લાગ્યું. આ સ્થિતિમાં તેમના મોંમાંથી આપોઆપ અભંગ નીકળવા લાગ્યા. તુકારામને સંતોના અભંગ, જ્ઞાનેશ્વરી અને એકનાથી ભાગવતનો અભ્યાસ હતો જ. પરમેશ્વરની સ્તુતિ, લોકોને ઉપદેશ એ બધું હવે અભંગમાં જ થવા લાગ્યું. તે વખતની તેમની સ્થિતિ તેમના અભંગો પરથી સમજાય છે. તેમનો ભાવ એકેશ્વરી હતો. એ ભાવ કેટલો દૃઢ હતો તે નીચેના અભંગ પરથી લક્ષમાં આવશે :

आणिकाची स्तुति आह्मा ब्रह्महत्या । एकावाचूनि त्या पांडुरंगा ॥१॥
आह्मा विष्णुदासा एकविध भाव । न ह्मणों या देव आणिकासि ॥२॥
शतखंड माझी होईल रसना । जरी या वचना पालटेन ॥३॥
तुका ह्मणे मज आणिका संकल्पें । अवघींच पापें घडतील ॥४॥

'પાંડુરંગ સિવાય બીજા કોઈની સ્તુતિ કરવી એ અમારે માટે બ્રહ્મહત્યા સમાન છે. અમને વિષ્ણુદાસને એકવિધ ભાવ છે. અમે બીજા કોઈને દેવ માનતા નથી. આ મારા વચનમાં — નિર્ધારમાં ફેરફાર થાય તો મારી જીભના સો કકડા થઈ જાઓ. આના સિવાય બીજો કોઈ સંકલ્પ મારા મનમાં ઊઠે તો બધાં પાપ મને લાગો.'

કેટલી બધી આ એકેશ્વરી નિષ્ઠા! આ નિષ્ઠાના બળ પર જ તેમણે પોતાની આધ્યાત્મિક ઉન્નતિ સાધી હતી. સમાજમાં પ્રચલિત થયેલાં મેંકડો દેવદેવીઓની કામનિક–સકામ આરાધના તેમને મૂળથી જ માન્ય ન હતી. તેમણે આવી કામનિક–સકામ ભક્તિનો વખતોવખત કડક શબ્દોમાં નિષેધ કર્યો છે.

તુકારામ મહારાજ વૈષ્ણવ હતા, ભાગવત સપ્રદાયના હતા આ ભાગવત સપ્રદાયને મહારાષ્ટ્રમા વારકરી સપ્રદાય કહે છે એનુ મુખ્ય સ્થાન પઢરપુર અને પાડુરગ-વિઠ્ઠલ એ ઇષ્ટદેવ પાડુરગ એ વિષ્ણુનો અવતાર મનાતા આષાઢી અને કાર્તિકી અગિયારસે પઢરપુરમાં મોટી યાત્રા ભરાતી હજારો ભાગવત સપ્રદાયના લોકો તે વખતે ત્યા જતા એ યાત્રાએ જવુ એટલે વારી કરવી અને તે પરથી તેમને વારકરી કહેવાની રૂઢિ પડેલી હતી તુકારામ મહારાજ પણ વારકરી હતા તેઓ આષાઢી કાર્તિકી યાત્રાએ ઘણી શ્રદ્ધાથી જતા હતા પોતાના ઇષ્ટદેવ પઢરપુરમા છે એવી તેમની શ્રદ્ધા હતી તેમના દર્શન માટે તેઓ વ્યાકુળ રહેતા તે વ્યાકુળતામાથી જ તેમને પરમેશ્વરના સાચા સ્વરૂપદર્શનની-સત્યજ્ઞાનની વ્યાકુળતા ઉત્પન્ન થઈ તે વખતની તેમની માનસિક સ્થિતિ

'હે પરમેશ્વર તારા દર્શન વગર મને લોકમાન-કીર્તિ, દેહસુખ સપત્તિ અનેક પ્રકારના ઉપભોગ એ બધુ નિઃસાર દુઃખરૂપ લાગે છે તો મારી આ અવસ્થા જાણીને આવ આવીને મને દર્શન દે હુ તારા દર્શન વગર લૂખૂ તત્ત્વજ્ઞાન લઈને શુ કરુ? તે તો માયાના ખાલી કાટલા છે તારા મેળાપ વગર બધુ મને દુઃખરૂપ લાગે છે આત્મસ્થિતિનો વિચાર મારે ન જોઈએ ઉદ્ધારની ઇચ્છા મને નથી તારા ચતુર્ભુજ દર્શન વગર મને ધીરજ રહેતી નથી, હું અધીરો બની ગયો છુ રિદ્ધિસિદ્ધિને શુ કરવાની? શાસ્ત્રનો વિચાર શા માટે જોઈએ? તારા મેળાપ વગર મને એ બધુ ભારરૂપ લાગે છે તારા સિવાય મને બીજી કાઈ જ ઇચ્છા નથી પ્રભો! તારા ચરણનાં દર્શન આપ' આ શબ્દો પરથી તેમની કેવળ પરમેશ્વર વિષેની વ્યાકુળતા અને ભૌતિક-સસારી સુખ વિષેનો તીવ્ર વૈરાગ્ય દેખાઈ આવે છે

સત તુકારામ પોતે સસાર વિષે ઉદાસીન થયા તેથી ઘરસસારનો બધો ભાર તેમનાં પત્ની જિજાઈ પર પડ્યો કુટુબનો વ્યવહાર સારી

રીતે ચાલવો જોઈએ એવી તેની સ્વાભાવિક ઇચ્છા; તેતો એમાં કાંઈ દોષ ન હતો. કોઈ પણ સ્ત્રીની સ્વાભાવિક એવી જ ઇચ્છા રહેવાની.. પરંતુ તુકારામ મહારાજ અત્યંત વિરક્ત; જગત એ પોતાનું કુટુંબ એવી તેમની ભાવના; સર્વ ભૂતો પ્રત્યે તેમની દયાવૃત્તિ: ઘરમાં જે હોય તે, પોતાના કુટુંબ પરિવારનો વિચાર ન કરતાં ગરીબને — જેને જરૂર હોય તેને આપીને તેનું દુઃખ નિવારણ કરવું એવો તેમનો સ્વભાવ; અને પત્નીની ગૃહસંસારની ભાવના. આવી બે તદ્દન જુદી જુદી ભાવના અને ભૂમિકાને લીધે તેમની વચ્ચે વિરોધના પ્રસંગો હંમેશાં આવતા હતા. તેને લીધે તેમની પત્ની ઘણી જ દુઃખી થતી.

બંનેનો એક વિચાર ન હોવાથી આમ થાય છે એમ જાણીને તુકારામ મહારાજે એક દિવસે તેને પુષ્કળ ઉપદેશ આપ્યો. તેમણે કહ્યું: 'તું આ સંસારમાં કેમ ગૂંચાઈને રહી છે? જે મળે તેમાં સમાધાન રાખવું. કશાની આશા કરવી નહીં. બાળકોની ચિંતા ન કરવી; તેમને માટે બધું નિર્માણ થયેલું છે. તું આ બંધનમાંથી મુક્ત થા. સજ્જન તને માન આપશે. જગતમાં તારી કીર્તિ થશે. તું તારા જન્મનું સાર્થક કરી લે. હરિભક્ત બન. સર્વ ઇચ્છા – વાસના છોડી દે. ઘરમાં જે કાંઈ તારું છે એ બધું ગરીબોને તથા બ્રાહ્મણોને આપી દે. ઢોરઢાંખર, બાળક, વાસણ કે કશાની આશા ન રાખ. ઢોર મરી ગયાં, વાસણ ચોરો લઈ ગયા, બાળક થયાં ન હતાં એમ સમજ. મન એક વાર કઠણ વજ્ર જેવું કર. તને પરમેશ્વરી આનંદ થશે. તું મારું સાંભળ. આપણે બંને સુખી થઈશું. દેવ અને ઋષિ આપણું ગૌરવ કરશે. તે આપણને વિમાનમાં લઈ જવાને આવશે. ગંધર્વો નામસ્મરણનાં ગીતો ગાશે. સંત, મહંત, સિદ્ધ આપણી સામે આવશે. તેમને આલિંગન આપીને – ભેટીને તેમનાં ચરણ પર પડીએ. આપણી બધી ઇચ્છા પૂરી થશે. આપણાં માબાપ જ્યાં છે ત્યાં આપણે જઈએ, તેમને આપણે આંખથી જોઈએ. તે વખતના સુખનું વર્ણન હું શું કરું? જો, તું નિશ્ચય કર. મનને બધાંમાંથી ખેંચી લે. કાલે સોમવાર દ્વાદશીનું

પર્વ છે મન શુદ્ધ કર બ્રાહ્મણોને બોલાવીને તેમને બધુ અર્પણ કરી દે તુ કાયમની સુખી થઈશ, આ જઞ્જાળમાંથી નીકળીશ અમને આ સસારસુખનો કટાળો કેમ આવ્યો, કયા બળને લીધે અમારે તે સુખ નથી જોઈતુ એમ લાગ્યુ તે તુ જાણતી નથી શુ? વિચાર કર મારી ભૂખનરમ કેવી શમી ગઈ! ચપળ મન કેવુ સ્થિર થઈ ગયુ! લોકોને દ્રવ્ય એ પોતાના પ્રાણ કરતાંયે પ્રિય હોય છે તે અમને પાષાણ કરતાયે હીન કેમ લાગવા માડ્યુ? સગા સબધી, જન અને વન એ બધુ જ અમને એકસરખુ — બધી જગ્યાએ અમને સમભાવ-આ બાબતો કેમ બની? આ કોનો પ્રભાવ? આ કોનુ બળ? પરમાત્મા અમારી પાસે છે અને તે જ અમારુ બધુ સુખદુ ખ સહન કરે છે તેણે મારો અગીકાર કર્યો છે તુ પણ તેની યા વૈષ્ણવો વિષે સદ્ભાવ રાખ નામસ્મરણ કર મન કઠણ કરીને આ સસારના દુ ખમાથી મુક્ત થા '

આવી રીતનો ઉપદેશ તેમણે પત્નીને આપ્યો તેની વૃત્તિ કઈક વળી પરતુ બને વચ્ચે પૂરેપૂરો મેળ છેવટ સુધી થઈ શક્યો નહોતો પણ પહેલાની સ્થિતિ ઘણે અશે બદલાઈ હશે તેમની આ પત્ની ઘણી મહેનતુ હતી અને તેમની ઘણી સભાળ લેતી હતી અત્યત દુખના વખતે પણ તેમને છાડીને તે કદી પિયર ગઈ નહોતી

સતો વિષે તુકારામ મહારાજના મનમા વણો પૂજ્યભાવ હતો સત્સગની તેમને ઘણી ઇચ્છા રહેતી સતોના સહવાસથી જ સદાચાર વિષે પ્રીતિ ઉત્પન્ન થઈને મન પરમેશ્વરની ભક્તિ તરફ વળે છે, એવો તેમને વિશ્વાસ હતો સત કોને કહેવા એ વિષે તેમણે કહ્યુ છે

'જે પીડિત રિબાયેલા, દુ ખી હોય તેમને જે પોતાના ગણે છે, જેનુ ચિત્ત માખણ જેવુ મૃદુ હોય છે પરાધીન અને નિરાધારને જે પોતાના હૃદય સાથે ચાપે છે—પોતાના કરી રાખે છે પોતાના દીકરા તેમ જ દાસદાસી પર સરખી જ દયા રાખે છે તેને જ સાધુ

તરીકે ઓળખવા અને ત્યાં જ દેવ છે એમ માનવું. હું બીજું શું કહું ? એવો પુરુષ એટલે ભગવંતની મૂર્તિ છે.’

દયા અને સમભાવ એ સાધુના મહાન ગુણો છે, એવી તેમની ખાતરી હોવાથી તેમણે આ ગુણો પર કેટલો ભાર મૂકેલો છે તે આ પરથી જણાઈ આવે છે. બીજે ઠેકાણે તેઓ કહે છે : ‘જે સજ્જન છે તેમનું બળ, બુદ્ધિ બધું ઉપકાર માટે જ ખર્ચાય છે. દેવોની પેઠે તેમના હૃદયમાં દયા ભરેલી હોય છે. આવા સંત સજ્જનનો જીવ એ જ દેવ અને જ્યાં તેઓ રહે છે તે સ્થાન વૈકુંઠ છે.’

આ વચનો પરથી તેમની સંત વિષેની વ્યાખ્યા કેવી હતી એ દેખાઈ આવે છે. દુઃખી માટે, તેમનું દુઃખ નિવારણ કરવા માટે જે દુઃખ સહન કરે છે તે જ સંત. દુઃખી વિષે જેના મનમાં અપાર કરુણા ભરેલી છે, સ્વ-પર ભાવ જેનામાં નથી તે જ સંત. કરુણા એ સંતનું સ્પષ્ટ લક્ષણ છે. તે જ પ્રમાણે અડગ ધૈર્ય, નિર્ભયતા એ પણ સંતનું મહત્ત્વનું લક્ષણ છે તેઓ કહે છે :

‘એરણ પર મૂકેલો જે હીરો ઘણના મારથીયે તૂટતો નથી તે જ સાચો હીરો. બનાવટી હીરો ઘા સામે ટકી શકતો નથી, તેના ચૂરેચૂરા થઈ જાય છે. જેની મોસમનમાં સતત અગ્નિમાં બળતું નથી તે જ ખરો મહીરો. તે પ્રમાણે ધૈર્યથી જગતના આઘાત જે સહન કરે છે, તે જ ખરા સંત.’

સંત એટલે ધૈર્યની જાણે મૂર્તિ જ હોય. નિર્ભયતા સંતમાં હોવી જ જોઈએ. જે જગતનો ભય રાખે છે તે સંત જ નથી, એવું તેમનું ખાતરીપૂર્વક કહેવું હતું. ‘धन्य ताचि प्राणि क्षमा ज्याचे अंगी । न भंगे प्रसंगी धैर्यबळ ॥’—તે જ મનુષ્ય ધન્ય છે જેનામાં ક્ષમા છે અને કષ્ટ પ્રસંગે જેનું ધૈર્યબળ ભાગતું નથી. આ પરથી ક્ષમા અને ધૈર્ય એ સદ્‌ગુણ સંતમાં હોવા જ જોઈએ એમ તેમનું કહેવું હતું. સંતના હૃદયમાં અપાર કરુણા, અડગ ધૈર્ય, નિર્ભયતા, ક્ષમા, સહિષ્ણુતા, અત્યંત કોમળતા વગેરે અનેક સદ્‌ગુણો હોવા જ જોઈએ. ઘર્ષ

સદ્ગુણોનો સમુચ્ચય એટલે સતપણું તુકારામ મહારાજ કહે છે 'આના પ્રકારનું સતપણું જેને જોઈએ તો તે કેવી રીતે પ્રાપ્ત થાય કયા પ્રાપ્ત થાય? તે બજારમા મળતુ નથી, ગિરિકદરાઓમા — જગલમા ભટકવાથી મળતુ નથી, ધનના ઢગલા આપ્યાથી તે મળતુ નથી, નથી તે આકાશમા કે નથી પાતાળમા, પોતાના જીવની કિંમત આપીને જ તે મળી શકે છે જીવની આશા રાખીને — સ્વસુખની આશા રાખીને સતપણું મળતુ નથી પ્રાણની કિંમત આપવાની જેની તૈયારી ન હોય તેણે સતપણાની વાત કાઢવી નહી '

દયા, ક્ષમા, શાતિ, નિર્ભયતા, સત્ય, પાવિત્ર્ય, વૈરાગ્ય એ સતના લક્ષણો એ લક્ષણો ન હોય તો ઈશ્વર કશાથીયે ફસાતો નથી, એમ તેમનુ કહેવુ હતું પરમેશ્વર — સત્યજ્ઞાન વિષે તેમના ચિત્તમા વ્યાકુળતા હોવાથી તેમના પોતામાં કે બીજામાયે દભ અસત્ય ઇત્યાદિ દોષો તેમને જરાયે સહન થતા ન હતા પોતા વિષે તેઓ ઈશ્વરને કહે છે હું બહારથી દેખાઉ છુ તેવો નથી મનમા સસાર અને બહારથી ઈશ્વરભક્તિ એવી મારી ખરી સ્થિતિ હોવાથી મને તારી પ્રાપ્તિ થતી નથી તેમા તારો કાંઈ દોષ નથી હું જ દભના પ્રવાહમા ડૂબેલો છુ ભક્તિની વાત માત્ર બોલું છુ તારુ નામસ્મરણ કરીને ગાઉ છુ નાચુ છુ અને લોકોને બનાવુ છુ પણ અતરમા તારે માટે ખરો પ્રેમ નથી '

આ પ્રમાણે તેઓ પોતાની સ્થિતિ સ્પષ્ટપણે બતાવતા હતા અને તે સાથે લોકોનેયે ઉપદેશ આપતા કે હૃદયમા સસારની કામના રાખીને બહારથી ભક્તિનો ડોળ કરવાથી ભગવાન મળતો નથી સાચા સતના લક્ષણો અને દભી માણસોની સ્થિતિ તેઓ સ્પષ્ટપણે કહેતા હતા તેમના આ પ્રમાણે કહેવાથી લોકોને સાચા ભક્તની — સતની ઓળખાણ થવા લાગી લોકો ભક્તિમાર્ગે વળવા લાગ્યા દભી માણસોનો દભ તેમને સ્પષ્ટ દેખાવા લાગ્યો તેમનામાં સત્યદૃષ્ટિ આવવા લાગી આ

પરિવર્તનને લીધે ઘણી લોક તેમના શત્રુ થવા લાગ્યા તુકારામ મહારાજને દુ:ખ થાય તેવા ઉપાયો તેઓ શોધવા લાગ્યા

તે વખતે મંબાજી ગોસાવી નામનો એક બાવો હતો તુકારામ મહારાજના આવા ઉપદેશથી તેની પ્રતિષ્ઠા ઓછી થવા લાગી તેને તુકારામ મહારાજ પર ક્રોધ આવ્યો અને તે તેમનો દ્વેષ કરવા લાગ્યો તેમને દુ:ખ દેવાનો પ્રસંગ તે શોધવા લાગ્યો એક દિવસ તુકારામ મંદિરની પ્રદક્ષિણા કરતા હતા પ્રદક્ષિણા કરતા એ રસ્તા પર પડેલા કાંટા ઉપાડીને તેઓ એક બાજુએ કરતા હતા જનારાના પગમાં કાંટા ન લાગે એના માટે તેઓ તેમ કરતા હતા એટલું જ નિમિત્ત જોઈને ત્યાં રહેનાર તે મંબાજી તેમને ગાળો દઈને મારવા આવ્યો અને એક કાંટાળી ડાળીથી તેણે તુકારામને ઝૂડ્યા તે વખતે ક્રોધ ન કરતાં ક્ષમા ધારણ કરીને તેમણે શાંતિ રાખી તે વખતે તેઓ ભગવાનને કહેવા લાગ્યા, 'હે ભગવન, મારા શરીર પર ભલે તેવું દુ:ખ આવી પડો, શસ્ત્રના ઘાથી આ દેહના સો ટુકડા થઈ જાય તોયે હું ખોવાનો નથી હું તારાં ચરણ છોડવાનો નથી દુ:ખના પ્રસંગે તે મારી બુદ્ધિ દૃઢ અને સાવધ રાખી પ્રભો, તેં કેટલું સારું કર્યું! મેં કાંઈ અપરાધ કર્યો નહોતો કાંટાથી ભરેલો રસ્તો હું સાફ કરવા ગયો હતો પણ જાણે મારી ક્ષમા જોવા માટે જ હોય નહીં એ માટે તેં મને ગાળો ખવરાવી, મારથી મરાવ્યો અને છેવટે ક્રોધમાંથી મને છોડાવ્યો એ કેટલું સારું કર્યું તેં! ખેર, મારા સંચિત પ્રમાણે મને પ્રાપ્ત થયું. હવે દુર્જનનો સંગ બહુ થયો! મારું મન તારા ગુણો ગાતાં સાંભળતાં તલ્લીન થઈ જાય એમ કર દૂર દેશ ગયેલા દીકરાના શુભ સમાચાર સાંભળતાં માતાને જેમ આનંદ થાય છે અથવા નાદથી લુબ્ધ થયેલું હરણ પોતાનું દેહભાન ભૂલે છે અથવા કાચબાના બચ્ચાંને મા તરફ જોતાં જે સ્થિતિ થાય છે તે પ્રમાણે હે ભગવન્ તારા ગુણો ગાતાં, સાંભળતાં મારા મનની સ્થિતિ થાઓ એ જ મારે તારાં ચરણોમાં માગવાનું છે '

આ પરથી તેમના મનમાં કેવી ક્ષમાવૃત્તિ હતી તે જણાય છે

સત તુકારામના અભગમા બીજી એક એવી જ વાત પ્રસિદ્ધ છે દેહૂ ગામ પાસે લોહગામ નામનુ એક ગામ હતુ ત્યા શિવજી કસારો નામનો એક માણસ તુકારામ મહારાજની સાધુતા જોઈને તેમના ભજનમા જવા લાગ્યો તેથી તેની સ્ત્રીને ચિંતા થવા લાગી તેને લાગ્યુ કે તુકારામના સસારની જેવી સ્થિતિ થઈ તેવી મારી થશે એ વિચારથી તેને તેના પતિ કરતા તુકારામ મહારાજ પર અધિક ક્રોધ આવ્યો તેણે એક દિવસે તુકારામને પોતાને ઘેર સ્નાન માટે બોલાવ્યા અને તેમને ઓટલાની નીચે બેસાડી ઘરમાથી ઘણું ઊનુ પાણી લાવીને એકદમ તેમના શરીર પર નાખ્યુ। તે વખતે અચાનક ઊનુ પાણી શરીર પર પડવાથી તેમને અતિશય દુ ખ થયુ પરતુ આવા સમયે પણ એ સ્ત્રી પર ક્રોધ ન કરતા આ સત પુરુષે પરમેશ્વરની પ્રાર્થના કરી 'હે ભગવન, આ દુ ખ સહન થતુ નથી। મારી કાયા બધી બળી ગઈ તુ હવે શીતળ ઉપચાર કર. બધી રોમાવલી બળીને શરીરની હોળી થઈ શરીર ફાટુ ફાટુ થાય છે તુ મારી મા છે આવા છેલ્લા કાણુ પ્રસગે હુ તારા સિવાય કોની રાહ જોઉ?'

આવો કરુણ પ્રસગ અને એ પ્રસગે તુકારામ મહારાજની ક્ષમાવૃત્તિ, એ બનેનો વિચાર કરીએ તો લાગે છે કે જે પ્રકારનો ઉપદેશ તે લોકોને કરતા હતા તે પ્રકારની પોતાની સ્થિતિ કરવાનો પ્રયત્ન તેઓ કરતા હતા આવા મહાત્માઓ ધન્ય છે।

આ બધી સ્થિતિ તેમને કેવળ ઈશ્વરભક્તિથી જ પ્રાપ્ત થઈ હતી પરમાત્મા વિષે તેમને અનન્ય ભાવ હતો પરમાત્મા જ સર્વ જગતનો આધાર છે, પરમાત્મા જ સર્વશ્રેષ્ઠ છે એવો તેમનો ભાવ હોવા છતા તે આપણા માબાપ છે ને આપણે તેના બાળકો છીએ એવો નિકટતાનો ભાવ પણ ઈશ્વર વિષે તેમના હૃદયમા હતો એથી બાળક જેમ માબાપ સાથે બોલે છે તે પ્રમાણે તેઓ પરમેશ્વર સાથે બોલતા કોઈ વાર તેની સાથે પ્રેમળતાથી બોલતા તો કોઈ વાર તેનાથી રિસાતા તેના પર ગુસ્સે પણ થતા નિરાશાથી તેઓ તેના પર ચિડાતા

પણ હતા આ બધા પ્રકારો તેમના અભંગો પરથી દેખાઈ આવે છે ઈશ્વરની તેઓ માતા તરીકે પ્રાર્થના કરતા કહે છે

'હે ભગવન્, તું મારી માતા છે હું તારો વત્સ છું અને તું મારી ગાય છે બાળક પ્રમાણે, વત્સ પ્રમાણે હું તારી રાહ જોઉં છું મોટો કે નાનો મારે તું એકલો જ છે મારો પોતાનો કહી શકાય એવો એક તું જ છે મારાં સગાસબંધી, મારો પ્રત્યક્ષ જીવ એવો તું જ બને છે મારો સર્વ પ્રાણ મે તારામા જ રાખ્યો છે તારા સિવાયની બધી દિશાઓ મને શૂન્ય છે'

માતા પિતા, મોટા નાના, મિત્ર-સબંધી બધુ કાંઈ પરમાત્મા જ છે, એવો તેમનો ભાવ હતો પરમાત્મા વિષે તેમનો કેટલો લીન અને નિમ્રતાનો ભાવ હતો, એ આ અને આવાં જ બીજા વચનો પરથી જણાઈ આવે છે આવી તીવ્ર ભાવનાના તેમના સેંકડો વચનો છે આવો પ્રેમભક્તાનો ભાવ રાખતાં છતાં અને પરમેશ્વર માટે સર્વસ્વનો ત્યાગ કરતા છતાં તેની પ્રાપ્તિ થતી નથી એવુ જણાઈ આવ્યાથી તેઓ કહે છે

'હે ભગવન્, મને દર્શન આપતા, મારી સાથે એક બે વાત કરતાં તારે શું ખર્ચ કરવુ પડે છે? તારુ રૂપ ઘણુ સુંદર છે તો તે હું કઈ ચોરી લઈશ એવા ભયથી તું વપાઈ ગયો છે? દર્શન આપીશ તો તારી સાથે વૈકુંઠ આવવાની હું હઠ કરીશ એવો તને ભય લાગે છે શું? અરે, તું કેમ બીએ છે? મને તારા વૈકુંઠની શી જરૂર? તું ભય ન રાખ, મને જોગ તારા સતરના એક ધાગાનીયે મને અપેક્ષા નથી, પણ માત્ર તારા દર્શનની ઇચ્છા છે' પરમાત્માને પોતાના તરફથી નિઃસંશય અને નિશંક કરવાની તેમની આ કેટલી બધી ઉદાત્ત કલ્પના અને ભાવના!

અનેક રીતે પરમેશ્વરની પ્રાર્થના કરીને, વૈરાગ્યથી રહીનેયે તેનું દર્શન થતું નથી એ જોઈને તેઓ નિરાશ થતા અને એ નિરાશામા

તેઓ ઈશ્વર પર ગુસ્સે થઈ જતા, તેના પર ચિડાઈ જતા. તેમના તે ગુસ્સામાંયે કેટલો અગાધ પ્રેમ ભરેલો હતો! તેઓ કહેતા:

'હે ભગવન્, તારી સાથે સંબંધ કરવો એ જ મોટી ભૂલ છે! તુ હાથપગ વગરનો ઠૂંઠો છે. તારું શું લેવાનુ? તારી સાથે સંબંધ કરવો એટલે આપણું પોતાનું જે હોય તે ગુમાવી બેસવાનુ. તો પછી તારી પાસેથી કંઈ પણ મેળવવાની વાત જ શી કરવાની? જે વ્યવહારમાં મુદ્દલ–મૂળ રકમ હાથમાં આવવાની ન હોય ત્યાં મરતાયે વ્યાજ મળે ક્યાંથી? એવી આખા જગતમાં તારી વાયકા છે. તને નહીં શરમ, નહીં વિચાર. તું નિર્લજ્જ છે. બજારના લોકો પ્રમાણે તુ ટટો કરનારો છે. આવો તારા જેવો ટટો કરનાર જે નિર્લજ્જ થશે તેની સાથે તારો ભેટો થશે, તેને તું મળીશ તેની સાથે તારી મુલાકાત થવાની. સર્વસ્વનો ત્યાગ કરીને ફક્ત લગોટી અમે રાખી તો તેયે તારાથી સહન થતુ નથી અમારી પાસેથી અમારુ બધુ લઈ લેનારો તુ ચોર છે અને આ બાબતમા તને પોતાનાનો અને પારકાનો ભેદ નથી સર્વસ્વ લૂંટી લેવુ એ જ તારો ધંધો, તુ પોતે ચોર. તું અમને શું આપનાર? તારી પાસેથી શુ મળવાનુ?' આ તેમના ઉદ્દત વચનોમાં અને નિંદામાં પણ કેટલો પ્રેમ ભરેલો છે!

પ્રભુને વળી તેઓ કહે છે કે, 'તુ શાનો ઉદાર? તારામાં ઉદારતા છે જ ક્યાં? તું કેવળ લઈ જાણે છે તારી પાસેથી મળવાનુ તો કાંઈ જ નહી પણ શું કરીએ? તારા સિવાય ગતિ નથી, એટલે તારી પાછળ લાગીએ છીએ તેમાંયે તુ કેવળ અમારુ મન રોજ કસીને જુએ છે. પણ તુ ગમે તે કર, અમે તારા પરની નિષ્ઠા ઢળવા દેવાના નથી' વળી તેઓ કહે છે:

'પ્રભો, તુ મારું મન જોઈએ તેટલું કસીને જો—પરીક્ષા કરી જો, પણ મારુ ચિત્ત તારા ચરણ પાસેથી જરાયે ઢળનાર નથી તુ મારુ માથું કાપીને માગ તેયે હું તને નિઃસંકોચ આપીશ હુ કૃપણ છુ કે ઉદાર, એ તુ જોઈ લે! મારા પર ઘણના ઘા મારીને જો. હુ

તારા શરણ છોડનાર નથી તારા સિવાય છેવટે ગતિ નથી એ અમે સમ-ખા ઠીએ' કેટલી દઢ નિષ્ઠા આ અને કેવો અડગ નિશ્ચય આ!

એકાંતમા જઈને તેઓ ભજન કરતા એક વખત આમ ભજન કરતા હતા એવામા પાસેના એક ખેડૂતે આવીને તેમને કહ્યું. "મહારાજ, તમે અહીં ભજન કરો છો, તો બેય બેય મારી ખેતીનુ રક્ષણ કરશો, પક્ષીઓ વગેરે ખેતર પર આવે છે તે હાંકશો તો મારુયે કામ થશે હું બે દિવસ મહારગામ જઈ આવીશ અને તમનેય કાંઈ આપીશ ખેતરે બેસીને ત્યા જ ભજન કરશો એટલે થયુ" તુકારામ મહારાજે એ કબૂલ કર્યું ખેડૂત મહારગામ ગયો તુકારામ દરરોજ ખેતર પર જઈને બેસવા લાગ્યા, ત્યા જ ભજન વગેરે કરવા લાગ્યા. ખેતરમા અનાજનાં કણસલા તૈયાર થયા હતા પક્ષીઓ આવીને ત્યાં બેસવા લાગ્યા અને કણસલામાથી દાણા ખાવા લાગ્યા આ વાત તરફ તેમનુ લક્ષ જતાં તેમને લાગ્યુ પક્ષીઓને કેવો આનંદ થાય છે! બિચારાં ભૂખ્યા પ્રાણીઓ પેટ પૂરતું ખાય છે, ઘેર કાંઈ લઈ જતા નથી કેવાં નિર્લોભી છે? પેટ તો આપણુંયે છે તેમ તેમનેય છે આવા વિચારથી તેમણે પક્ષીઓને ઉડાડયા નહીં આજુબાજુના ખેડૂતો પોતાના ખેતરમા પક્ષીઓને જરાયે બેસવા દેતા ન હતા તેથી પક્ષીઓના ઝૂંડનાં ઝૂંડ આ ખેતર પર આવીને બેસવા લાગ્યા. થોડા જ દિવસોમા ખેતર લગભગ સાફ થઈ ગયુ ખેડૂત બહારગામથી પાછો ફર્યો જુએ છે તો ખેતરની આ દશા! તેને તુકારામ મહારાજ પર ક્રોધ ચડ્યો, અને તેણે તેમને મારી પીટ કરી સજા ભોગવાવી... તેમને ખેતર સોંપવા બાબત તે હવે પશ્ચાત્તાપ કરવા લાગ્યો છેવટે તેને બુદ્ધિ આવી જેણે પોતાનો સંસાર સંભાળ્યો નહીં તે બીજાનું ખેતર શુ સંભાળે? આ બુદ્ધિ તેને પાછળથી સૂઝી પરંતુ થયેલા નુકસાન માટે તેને ક્રોધ તે આવ્યો તેણે તુકારામ મહારાજને દુ ખ પણ દીધુ પણ ઈશ્વરકૃપાથી આ સંકટમાથી તેમનો છુટકારો થયો અને સંતને દુ ખ દીધુ એ માટે તેને પશ્ચાત્તાપ થયો

એક વાર તેઓ સહજ રીતે એક ગામે થઈને જતા હતા ત્યાં

પક્ષીઓ દાણા ખાતા હતા, તે તેમને જોઈને ઊડી ગયા તેમને આ વાતથી ઘણું દુખ થયુ. તેમને મનમા આ યુ, 'મારા ચિત્તમા આ પક્ષીઓ માટે સમભાવ હોત તો તેમને મારો ભય લાગ્યો જ ન હોત હું માત્ર સમભાવની વાતો જ કરુ છુ પરતુ મારામા સમભાવ નથી!' ચિત્તમાં સમભાવ આવ્યા વગર અહીથી ઊઠવુ જ નથી, એવો નિશ્ચય કરીને તેઓ ત્યા જ બેઠા તે પ્રસંગે તેઓ જે અભગ બોલ્યા તે —

अवघा भूतें साम्या आली । देखिली म्या कँ होती ॥ १ ॥
विश्वास ता त्वरा मग । पाडुरगकृपेचा ॥ २ ॥
मानी काणी न घरो शका । विश्व हो का निर्द्वंद्व ॥ ३ ॥
तुका ह्मणे जें जें भेट । तें त वाटे मी एस ॥ ४ ॥

'સર્વ ભૂતો વિશે સમાન ભાવ મારા ચિત્તમા આવેલો મારા પ્રત્યક્ષ અનુભવમા આવશે ત્યારે જ પાડુરંગની કૃપા મારા પર થઈ છે એવો વિશ્વાસ – એવો પ્રત્યક્ષ અનુભવ મને થશે કોઈનેયે મારા વિશે શકા ન આવો સવગુ વિશ્વ મને નિર્દ્વન્દ્વ થઈ જાઓ અને જે જે કોઈ મને મળશે તે તે હું જ છુ એમ મને લાગો આવી સામ્યાવસ્થા આવશે ત્યારે જ પાડુરગની કૃપા થઈ છે એમ મને લાગશે'

સમભાવ પ્રાપ્ત થવો એ જ સાચી પરમેશ્વરી કૃપા એવી તેમની શ્રદ્ધા હતી ઈશ્વરી કૃપા – સમભાવ સાધના માટે તેઓ ઇચ્છતા હતા પોતાના અતિમ કલ્યાણ માટે જે ઈશ્વરી કૃપાની ઇચ્છા કરે છે એ જ ખરો સત એ તુકારામ મહારાજની અનેક વાતો પરથી સ્પષ્ટ જણાય છે

સ્વત સાધુવૃત્તિથી રહીને લોકોને તે પ્રમાણે રહેવાનો ઉપદેશ તેઓ આપતા ઈશ્વરભક્તિ નીતિ વેદાતજ્ઞાન, નિર્વ્યસનીપણુ સયમ સાદાઈનો ઉપદેશ તેઓ અભગ દ્વારા લોકોને કરતા. તેમની અત્યત વિરક્ત અવસ્થા, તેમની ક્ષમાવૃત્તિ, નિર્દંભ વર્તન, ઈશ્વરપ્રેમ, બધા પ્રત્યે સમભાવ ગરીબોનુ દુખ નિવારણ કરવાની તેમની તીવ્ર

કરતા અને તે પ્રમાણેનું તેમનું વર્તન, પોતાનું અને પારકું એવા ભેદભાવ રહિત તેમનું આચરણ વગેરે તેમના અનેક દિવ્ય ગુણો જોઈને, અનેક વિકટ પ્રસંગોમા તેમની સત્યનિષ્ઠાની અનેક કસોટી જોઈને લોકો તેમના ભજનમા આવવા લાગ્યા તેમનો અક્રોધ, કોમળતા, શાંતિ અને નિરપેક્ષતા જોઈને લોકો તેમને દેવ જેવા જ માનવા લાગ્યા તેમનો ઉપદેશ હજારો માણસો સાભળવા લાગ્યા તેમના ઉપદેશનો પ્રભાવ લોકો પર અત્યત પડવા લાગ્યો લોકોને સત્યધર્મ સમજાવવા લાગ્યો ઈશ્વરભક્તિ, દયા સત્ય, સયમ, નામસ્મરણ એ બધાનું માહાત્મ્ય લોકોને સમજાવા લાગ્યુ વર્ણનો ઊચનીચભાવ સમાજમાથી ઓછો થવા લાગ્યો તેમના અભગોના ચરણ સિદ્ધાતરૂપે લોકોમા પ્રચલિત થવા લાગ્યા આબાલવૃદ્ધ, સ્ત્રી પુરુષ શિક્ષિત અશિક્ષિત, સ્પૃશ્ય અસ્પૃશ્ય બધાને તેમના અભગો માન્ય થવા લાગ્યા આવી રીતે તેમની અને તેમના અભગોની ખ્યાતિ તે વખતે સર્વત્ર પ્રસરી ગઈ

તેમના જીવનમા એક વાત એવો ગયો કે જ્યારે લોકો તેમને ગાડા સમજીને તેમની નિંદા કરતા હતા તે વખતે પણ તેમણે જગતની પરવા કર્યા વગર પોતાનો માર્ગ છોડ્યો ન હતો પોતાનું મન શાંત રાખ્યુ હતુ ત્યારે તે જગતને ઉદ્દેશીને કહેતા काय माझ नति वाईट ज्ञणोन । काय समाधान करावेमाठा ॥— 'મને ખરાબ કહીને લોકો મારુ શુ ખરાબ કરનાર છે? તો પછી હું પરમેશ્વરને છોડીને તેમનું સમાધાન કરતો રહું?' આવી એક પરમાત્મા ઉપરની જ નિષ્ઠાને પરિણામે લોકો તેમના તરફ વળ્યા પહેલાની સ્થિતિ બદલાઈ ગઈ લોકો તેમને દેવ પ્રમાણે પૂજ્ય માનવા લાગ્યા, તોયે તેમણે પોતાની સ્થિર વૃત્તિ કાયમ રાખી નિંદા સ્તુતિ અપમાન અને પૂજ્યતા એ બનેમા સતની સ્થિતિ કેવી હોય છે એ તેમણે પોતાના ઉદાહરણથી બતાવી આપ્યુ લોકો તેમને દેવ માનવા લાગ્યા, ત્યારે તેઓ પરમેશ્વરને કહે છે —

'હે પ્રભો, લોકો મને દેવ કહે છે, પણ આ તો ખુલો અધમ મને લાગે છે હવે તને યોગ્ય લાગે તે તુ મારુ કર મારુ માથુ તેમ

જ કરી તાગ હાથમાં છે લોકો પૂજા કરે છે તે અધિકારને હું લાયક નથી હે માબાપ પ્રભો મારું મન મારા પાપ જાણે છે હું આ અધિકારને પાત્ર ક્યાંથી હોઉં ?" કેવી નિરહંકારી અને સરળ વૃત્તિ આ !

તુકારામ મહારાજ માટે લોકોના મનમાં પૂજ્યતા વધતી ચાલી તોયે તે પોતે નિરહંકારી જ હતા તેમને તે પૂજ્યતા દુઃખરૂપ લાગતી હતી તેમના ઉપદેશનું પરિણામ લોકો પર થવા લાગ્યું નામસ્મરણનો માર્ગ બધા વર્ણો માટે ખુલ્લો છે, પરમેશ્વરને ત્યાં ઊંચનીચનો ભેદ નથી અને પરમેશ્વરને ભક્તિ સિવાય પ્રેમ સિવાય બીજું કાંઈ પ્રિય નથી આ તેમનો ઉપદેશ બધા લોકોને માન્ય થવા લાગ્યો પણ આ જ કારણથી તેમના પર એક મહાન સંકટ આવી પડ્યું

ચાતુર્વર્ણ્યના અગ્રણી બ્રાહ્મણોમાંથી કેટલાકને તુકારામ મહારાજનો આ ઉત્કર્ષ અને તેમનું આ પ્રકારનું વધતું જતું માહાત્મ્ય સહ્ય થયાં નહીં તેમને તુકારામની ઈર્ષ્યા આવવા લાગી ઉપદેશ કરવાનો તુકારામનો આ ક્રમ આ પ્રમાણે ચાલુ રહે તો વૈદિક ક્રિયાકાંડ પર અને ચાતુર્વર્ણ્ય વ્યવસ્થા પર લોકોનો વિશ્વાસ જ જતો રહેશે એવો તેમને ભય લાગવા માંડ્યો

સમાજમાં આવા પ્રકારના માણસો જ્યારે જ્યારે નિર્માણ થાય છે અને તેમણે સાદી સહેલી ભાષામાં સત્ય પ્રકટ કર્યું હોય છે અને સત્ય ધર્મ લોકોને કહ્યો છે ત્યારે ત્યારે ધર્મનો સંપૂર્ણ અધિકાર પોતાની પાસે છે એવું માનનારો રૂઢ પ્રચલિત વાતો, ક્રિયાઓ અને માન્યતાઓને જ ધર્મ સમજનારો તથા પરંપરાથી ધાર્મિક આગેવાની જેમને પ્રાપ્ત થઈ હોય છે એવા લોકોનો વર્ગ આવા સંત પુરુષોનો વિરોધ કરતો હોય છે આવા વિરોધીઓને ધર્માધર્મની પરવા હોય છે જ એવું નથી રૂઢ ધર્મકલ્પના બદલાઈ જાય તો સમાજમાનું પોતાનું નેતૃત્વ જતું રહેશે અને માન પ્રતિષ્ઠા અર્થપ્રાપ્તિ વગેરે બધી બાજુ એથી પોતાને નુકસાન થશે એ કલ્પનાથી વિશેષે કરીને એ ભયથી જ, તેમને સંતપુરુષોનો વિરોધ કરવો પડે છે પોતાનું શ્રેષ્ઠપણું જતું રહે

છે અથવા પોતાને અર્થહાનિ થાય છે વગેરે ઐહિક કારણો વિરોધ કરવા માટે તેઓ બતાવના નથી, એટલે ધર્મના નામે તેઓ બધો વિરોધ બતાવે છે આવા જ કારણે મહાન સાધુ સોક્રેટિસને ઝેરનો પ્યાલો પીવો પડ્યો, ઈશુ ખ્રિસ્તને શૂળી પર ચડવું પડ્યું, ગુરુ તેગ બહાદુરની ગરદન પર તલવારની ધાર પડી અને માર્ટિન લ્યૂથર તથા સંત એકનાથ સરખા કેટલાકોની પજવણી થઈ આ વિરોધ, આ ઝઘડો ધર્મના નામ પર ચાલે છે, પણ તે ધર્મનો નથી હોતો આ વિરોધ, આ ઝઘડો એક તરફથી ધર્મ અને બીજી બાજુથી ઐહિક લાભ, માન, પ્રતિષ્ઠા, સત્તા, અર્થપ્રાપ્તિ વચ્ચેનો હોય છે

સંત તુકારામ પર આ જ કારણે એક મહા પ્રસંગ આવ્યો તુકારામ મહારાજ અબ્રાહ્મણ છતાં ઉપદેશ દે છે, ઉપદેશ આપવાનું કામ તો બ્રાહ્મણોનું વળી તેમના ઉપદેશમાં વેદાંતનો અર્થ નીકળે છે એ વેદાંત સ્પૃશ્ય અસ્પૃશ્ય બધી હીન જાતિઓને તેઓ કહે છે આ મહાન અધર્મ તેમના હાથે થાય છે એમ વિરોધી બ્રાહ્મણો કહેવા લાગ્યા બ્રાહ્મણો તેમને કહેતા, ' તું હીન જાતિનો, તું લોકોને વેદાંત કેમ કહે છે? તને અધિકાર નથી વેદાંત કહેવાનો અધિકાર અમારો છે " તુકારામ મહારાજ એ પર કહેતા वेदाचा अर्थ तो आम्हासीच ठावा । येरानी वाहावा भार माथा ॥ — વેદોનો અર્થ અમને જ સાચો ખબર છે બીજાઓને તે અર્થ કાંઈ સમજાતો નથી તેમણે વેદોનો માત્ર ભાર માથા પર વહન કરવો ' આવા પ્રકારના ઉત્તરો તુકારામ તેમને આપતા, તેથી બ્રાહ્મણોને તેમના પર ક્રોધ આવતો

પોતે બ્રાહ્મણ નથી પણ કણબી છે અને દેવે પોતાને કણબી બનાવ્યો તે માટે તેમને સંતોષ રહેતો પરમેશ્વરને તેઓ કહેતા

' હે પ્રભો, તેં મને કણબીમાં જન્મ આપ્યો એ કેવું સરસ કર્યું છે! નહીં તો હું દંભમાં જ મરી ગયો હોત ઉચ્ચ વર્ણમાં મને જન્મ ન આપતાં હીન વર્ણમાં મને જન્મ આપ્યો એમાં તેં મારું કેવું ભલું કર્યું છે! હું નાચું છું અને તને પગે લાગું છું મને

તેની શરમ લાગતી નથી. મને કાંઈ વિદ્યા નથી એ સારું થયું. કારણ કે વિદ્યા હોત તો તે મારા અપાપનું કારણ થાત. સંતસેવા મારાથી થઈ ન હોત અને મારી નકામી હાનિ જ થઈ હોત. ગર્વ, ઘમંડ, અહંકાર અને મોટાઈને લીધે યમપંથે માત્ર લાગ્યો હોત મોટાઈ અને તેના અભિમાનથી નરક સિવાય બીજું શું પ્રાપ્ત થાત? આ બધા અનર્થોમાથી બચાવવા માટે તે મને કણબી કર્યો એ કેટલું સારુ કર્યું!'

આ પ્રાર્થનામા જ બ્રાહ્મણોના આક્ષેપોનો જાણે ઉત્તર દેવાતો હતો. બ્રાહ્મણો કહેતા. 'ઉપદેશ આપવાનો અધિકાર અમારો છે, કારણ અમે બ્રાહ્મણ છીએ' તુકારામ કહેતા: 'તમે જ બ્રાહ્મણ શાના? જે વૈષ્ણવ છે તે બ્રાહ્મણ જ છે. જે રામકૃષ્ણનુ નામસ્મરણ કરે છે, જે પરમેશ્વરનું ચિંતન કરે છે, શાંતિ દયા ક્ષમા જેનામા છે, કાણ પ્રસંગે જે અડગ ધૈર્યવાન છે એવો અંત્યજ પણ બ્રાહ્મણ છે ब्राह्मण तो याती अत्यज असना। मानावा तत्वता निश्चयेसी ॥ આવો અત્યજ પણ બ્રાહ્મણ છે અને તમે તો બ્રાહ્મણ કેવા? મહારના — અત્યજના સ્પર્શથી તમને ક્રોધ આવે છે તમે બ્રાહ્મણ શાના? તમને ક્રોધ આવે છે એ માટે દેહત્યાગ સિવાય તમને પ્રાયશ્ચિત્ત નથી કામ ક્રોધ એ જ ખરા ચાંડાળ છે એવાનો સ્પર્શ પણ થવો ન જોઈએ, એને તો તમે હૃદયમા સંઘર્યા છે. જેના હૃદયમા ક્રોધનો — ચાંડાળનો સંગ તે એ જ જાતિનો સમજવો જોઈએ હૃદયમા ચાંડાળની સોબત, તમે બ્રાહ્મણ શાના?'

આવા પ્રકારના તેમના ઉત્તરથી અને અભંગોથી વિરોધીઓ વધારે ચિડાયા. તેમણે રામેશ્વર ભટ્ટ નામના એક દશગ્રંથી બ્રાહ્મણને પોતાનો આગેવાન બનાવ્યો અને તુકારામના આવા અધર્મનો કાંઈક પ્રતિકાર કરવાનો પ્રયત્ન ચલાવ્યો રામેશ્વર ભટ્ટે તુકારામ મહારાજને સભામા બોલાવી મગાવ્યા અને કહ્યુ "તુ શૂદ્ર છે, તને ધર્મનો ઉપદેશ આપવાનો અધિકાર નથી તારા અભંગમા વેદોનો અર્થ હોય છે અને તુ તે સ્ત્રી, શૂદ્ર, અત્યજ એ સૌને કહે છે આ તારો અપ-

રાધ છે. તું આજથી ઉપદેશ ન કર અને આજ સુધી જે અભંગ તેં કર્યા છે એ બધા ડુબાડી દે."

તુકારામ મહારાજે આ આજ્ઞા માન્ય કરી. આજ સુધી જેટલી કવિતાઓ કરી હતી તે સર્વ અભંગોમાં જ કરી હતી. પરમેશ્વરની પ્રાર્થના, લોકોને ઉપદેશ વગેરે બધું તેમાં જ હતું. તે બધા અભંગો — તેમની બધી વહીઓ તેમણે ઇંદ્રાયણી નદીના ધરામાં ડુબાડી દીધી. તેથી તેમને ઘણું દુઃખ થયું. નદી પરથી તેઓ પાછા આવ્યા. ઘેર ન જતાં મંદિરમાં ગયા અને ત્યાં મંદિરની બહાર એક પથ્થર પર આંખો બંધ કરીને પડી રહ્યા. કેટલાક અભાવિક લોકો હતા જ. તુકારામ મહારાજ જ્યારે આવી સ્થિતિમાં હતા ત્યારે એ લોકો તેમની પાસે આવીને બોલવા લાગ્યા: "કેમ તુકોબા, પહેલાં દસ્તાવેજો ડુબાડીને સંસાર ડુબાડયો. ઈશ્વરભક્તિની પાછળ લાગીને અભંગ બનાવ્યા હતા તે પણ હવે ડુબાડયા. સંસાર અને પરમાર્થ એ બંને ડુબાડયા. જમીને સાધ્યું શું? અમે પ્રથમથી તમને કહેતા હતા કે, જે ઈશ્વરની પાછળ લાગ્યો તે બધી રીતે ડૂબ્યો એમ સમજવું." લોકોના આવા પ્રકારના બોલથી તુકારામના મનમાં ઘણું કષ્ટ અને ઉદ્વેગ વધવા લાગ્યાં. આખું જીવન વ્યર્થ ગયું એમ લાગવા માંડયું. એ જ સ્થિતિમાં તેઓ પથ્થર પર આંખો બંધ કરીને તેમ ને તેમ સ્તબ્ધ પડી રહ્યા. મોઢામાંથી વિઠ્ઠલનું નામ નીકળતું હતું. એટલી જ ફક્ત પ્રાણ હોવાની નિશાની હતી. આખરે તેરમા દિવસે ગામમાં ખબર પડી કે અભંગની વહીઓ નદીમાં પાણી પર તરે છે. ભાવિક લોકો આવીને તુકારામ મહારાજને આ વાત કહેવા લાગ્યા. ડુબાડેલા અભંગો ફરીને બહાર આવ્યા અને તેમને પાછા મળ્યા. તે વેળાએ તેમને કદાચિત સમાધાન લાગ્યું હશે. પણ પાછળથી તરત જ તેમને પોતાના ઉદ્વેગ માટે ઘણું દુઃખ થયું. તેમને પશ્ચાત્તાપ થયો. આ વખતે જે અભંગ તેમના મોંમાંથી બહાર આવ્યા તે અત્યંત હૃદયસ્પર્શી

છે તેમનાં થોડાંક વચનો પરથી જ આપણને કલ્પના આવશે કે આ વાત માટે તેમને કેટલો પશ્ચાત્તાપ થયો હતો

घोर अन्याय केला । तुझा अंत म्यां पाहिला ।
जनाचिया बोलासाठी । चित्त क्षोभविलें ॥ १ ॥
भागविलासी केला सीण । अधम मी यातीहीन ।
झाकूनी लोचन । दिवस तेरा राहिलो ॥ २ ॥
अवघें घालूनिया कोडें । तान भूकेच सांकडें ।
योगक्षेम पुढें । तुज करणें लागलं ॥ ३ ॥
उदकीं राखिले कागद । चुकविला जनवाद ।
तुका ह्मणे ब्रीद । साच केलें आपुलें ॥ ४ ॥

'પ્રભો, મે મોટો અન્યાય કર્યો, મે તારો અંત જોયો લોકોના કહેવા પરથી મેં મારા ચિત્તમા ક્ષોભ ઉત્પન્ન કર્યો મે તને કેટલુ કષ્ટ આપ્યુ ! તને કેટલો શ્રમ આપ્યો ! હુ કેટલો અધમ, કેટલો જાતિહીન ચાંડાળ ! મારી ભૂખ તરસનુ બધુ સકટ તારા પર નાખીને આખો બધ કરીને તેર દિવસ રહ્યો અને તારા પર બધો યોગક્ષેમ ચલાવવાનુ નાખ્યુ તને મે કેટલી મૂઝવણમા નાખ્યો ! મારો અન્યાય કેટલો મોટો છે ! પણ તે તારુ બિરુદ સાચુ કર્યું. પાણીમા કાગળનુ રક્ષણ કર્યું અને લોકાપવાદ વ્યર્થ કર્યો '

વળી તેઓ કહે છે 'મારા માથા પર કઈ છરી આવી ન હતી. મારી પીઠ પર કોઈ શસ્ત્રના ઘા પડતા ન હતા કે મે આટલુ આક્રંદ કર્યું ! મારુ રક્ષણ કરવા માટે મારી પાસે અને કાગળનુ રક્ષણ કરવાને ધરામા એમ મે બે ઠેકાણે તારા જાણે બે ભાગ કર્યા પરતુ તે દયાળુએ બે સ્થાનમાથી અહી કે ત્યા ક્યાયે આઘાત લાગવા દીધો નહી. માબાપ પણ થોડા અપરાધ માટે પ્રાણ લે છે, પણ તે મારા કેટલા અપરાધ સહન કર્યા ! તે મારે માટે કેટલુ સહન કર્યું ! આ બધુ સહન કરનારો એક તુ જ એ જાણે છે તારા જેવો દાતા કોણ છે? મારી વાણી કુંઠિત થાય છે '

'હે ભગવન્, હવે મારી કોઈ ગરદન કાપી નાખે, દુર્જન ભલે મને પીડા આપે; પણ તને શ્રમ થાય, કષ્ટ પડે એવું હું કદી પણ કરીશ નહીં. આ ચાંડાળે એક વાર અપરાધ કર્યો. તેર દિવસ તને પાણીમાં ઊભો રાખીને મેં મારી વહીઓ તારી પાસે રખાવી. મેં વિચાર કર્યો નહીં. મારો અધિકાર કેટલો? તારા જેવા સમર્થ ઉપર મારે ભાર શા માટે નાખવો? પ્રભુ, મને એક વાર ક્ષમા કર. હું હવે પછી સાવધ રહીશ.'

'પ્રભુ, તુ માતા કરતાં મમતાળુ છે, તું ચંદ્ર કરતા શીતળ છે, તું પાણી કરતાં પાતળો છે, તું પ્રેમનો કલ્લોલ છે. તને હુ શાની ઉપમા આપુ? તારા નામ પર ઓવારણાં લઉં છુ. તેં મધુર અમૃત નિર્માણ કર્યું છે, પરતુ તુ પોતે તેના કરતાયે મધુર છે. તુ પાચ તત્ત્વનો કર્તા, સર્વસત્તાનાયક છે હુ હવે કંઈ બોલતો નથી. તારા ચરણો પર શાંતિથી મસ્તક ગખું છુ. મારા અપરાધ ક્ષમા કર'

આ અર્થના અભંગો તેમના મોમાથી તે વખતે નીકળ્યા આ બધા અભંગો મૂળમા જ વાંચીને સમજવાથી તેમનો પ્રભાવ સમજાયા વગર રહેતો નથી.

પાણીમાથી અભંગ બહાર આવ્યા, એટલે રામેશ્વર ભટ્ટને ઘણુ દુઃખ અને પશ્ચાત્તાપ થયા. અનેરી હકીકત માટે તેને મનમાં તાલાવેલી થવા લાગી. તે તુકારામ મહારાજને શરણે આવ્યો. તે વખતે તેમણે તેને ઉપદેશ આપ્યો 'ચિત્ત શુદ્ધ હશે તો શત્રુ મિત્ર થશે, વાઘ કે સાપ તેને ખાશે નહીં વિષ તેને અમૃત જેવુ થશે. આઘાત હિતરૂપ થશે ન કરવી જોઈએ એવી વાત, ન કરવુ જોઈએ એવું આચરણ તેની સાથે કોઈ કરે તોયે તેને તે લાભકારક જ થશે દુ ખ પણ તેને સર્વ સુખફળ આપશે અગ્નિજ્વાળા તેને શીતળ થઈ જશે. બધા પ્રાણીઓને તે પોતાના જીવ જેવો પ્રિય લાગશે બધાના અંતરમા તેને વિષે સદ્ભાવ લાગશે માટે પરમાત્મા કૃપા કરશે તો આ અનુભવ પ્રત્યક્ષ થઈ શકશે'

આ અભગમા કેટલુ સામર્થ્ય છે ! પજ્વણી કરનાર રામેશ્વર ભટ્ટ તેમનો કાયમનો અનુયાયી થયો — એકનિષ્ઠ ભક્ત થયો તેના મનની તાનાવેની શાત થઈ અને સસારના બધા તાપમાથી તે કાયમનો મુક્ત થયો

શિવાજી મહારાજે સત તુકારામના સાધુત્વની ખ્યાતિ સાંભળી પોતાના દીવાન સાથે નજરાણુ, પોશાક, પાલખી, છત્રી, ઘોડા વગેરે મોકલીને ઘણા સન્માનથી તેમને આમત્રણ મોકલ્યુ પણ તેમણે તેમાથી એકે વસ્તુ લીધી નહી તે બધુ પાછુ મોકલ્યુ રાજા પાસે ન જતા પરમેશ્વરને પ્રાર્થના કરી —

'મશાલ, છત્રી, ઘોડા એ બધુ માન એ કાઈ સારૂ મરનારી વસ્તુઓ નથી, એમા કાઈ કલ્યાણ નથી પ્રભુ, તુ મને આમા કેમ ગૂચવે છે ? માન, દભ આ બધી ચેષ્ટા ડુક્કરની વિષ્ટા જેવી છે પ્રભુ, મને આમાથી છોડાવવા દોડીને આવ'

દીવાન સાથે રાજા શિવાજીને સદેશો અને ઉપદેશ આપ્યો 'તમે અમારે માટે આ શુ મોકલ્યુ ? અમને પરમાત્મા સિવાય બીજા કશાની જરૂર નથી અમને પથ્થર આપીને તેના બદલામાં અમારો પારસમણિ લેવાની તમારી ઉદારતા અમે સમજ્યા જીવ — પ્રાણ આપવો પડે તોયે મારા વચનમાં ફેરબદલી થશે નહી ધન અને ગોમાસ અમને સમાન છે

'તમે રાજા છો. પણ અમને રાજા અને કીડી બને સરખા છે કારણ કે અમારા ચિત્તમાથી મોહ અને આશા નીકળી ગયા છે મોહ અને આશા એ કળિયુગનો ફાસો છે સોનુ અને માટી અમને સમાન છે અમારી પાસે ધન શા માટે મોકલ્યુ ? અમારે ઘેર કોઈ પણ ચીજની ઊણપ નથી અમારા ઘરમા આખુ વૈકુઠ ભરેલુ છે રાજગૃહમા માનની આશાએ આવવુ પણ એવી આશા અમને નથી અમે તમારી પાસે એક જ અપેક્ષા રાખીએ છીએ પરમેશ્વરનું નામસ્મરણ કરો અને સદ્ધર્મથી જ ચાલો એટલું જ'

આવી જાતનો સંદેશો રાજા શિવાજીને મોકલ્યો. બધું દ્રવ્ય અને માનમરતબાનાં બધાં ચિહ્નો પાછાં મોકલી દીધાં. એકાકી સંન્યાસી, જંગલમાં રહેનારો એકાકી માણસ દ્રવ્ય ન સ્વીકારે, તેનો ત્યાગ કરે, એ વિશેષ વાત નથી. પરંતુ તુકારામ જેવા જેને સ્ત્રીપુત્રાદિ પરિવાર છે અને જેના ઘરમાં ગરીબી છે તેઓ સન્માનપૂર્વક ઘેર ચાલી આવેલા રાજદ્રવ્યનો — સત્કારનો સ્વીકાર ન કરે, એ ખરેખર આશ્ચર્યકારક વાત છે. જગતમાં આવાં અલૌકિક ઉદાહરણો ભાગ્યે જ મળી શકે એમ લાગે છે. આ ઉપરથી તુકારામ મહારાજની નિરપેક્ષતાની કસોટી થઈ તેમના હૃદયમાં ઈશ્વરભક્તિને લીધે કેટલો સંતોષ ભરેલો હતો તે આ વાત પરથી સ્પષ્ટ સમજાય છે.

નામસ્મરણ, એકેશ્વરી નિષ્ઠા, પરમાત્મા વિષે વ્યાકુળતા, સત્યપરાયણતા ઇત્યાદિ સાધનોથી તેમણે છેવટે અદ્વૈતસિદ્ધિનો અનુભવ લીધો. તેમની સાધનામાં તેમને આખરે સિદ્ધિ મળી, ત્યારે તે વખતે તે પ્રકારના ઉદ્‌ગારો તેમના મોંમાંથી નીકળવા લાગ્યા —

धवळलें जगदाकार । आंधार तो निमाला ॥१॥
लपों जातां नाहीं ठाव । प्रगट पाहें पसारा ॥२॥
सूर्याचा दिवस झाला । रात्री बोल न पुरे ॥३॥
तुका म्हणे जीवें साटीं । पडिली मिठी घुरेसीं ॥४॥

'સર્વ જગત ઉજ્જવળ થયું હવે અંધારું ક્યાંયે રહ્યું નહીં. હવે છુપાઈ જવા માટે જગ્યા જ રહી નથી. અંધારું જ નથી તો સંતાવાનું ક્યાં? સર્વત્ર પરમાત્મા જ ભરેલો છે — બધે જ તેનો પ્રગટ પસારો છે, વિસ્તાર છે. સત્યનો સતત વધનારો દિવસ આવ્યો; હવે રાત્રિ આવવાની જ નથી. જ્ઞાનના દિવસે રાત્રિ ક્યાં? જ્ઞાનનો દિવસ એટલો વધ્યો કે શબ્દોથી તે વર્ણવી શકાતો નથી. જીવને સમર્પીને પ્રમુખ એવા જે પરમાત્મા છે તેની સાથે મેળાપ થયો — તેનું દર્શન થયું — તેનું જ્ઞાન થયું. હવે જગદાકાર ધવળ - ઉજ્જવળ થયો અને અંધારું રહ્યું જ નહીં.'

लवण मळविता जळें । काय उरलें निराळें ॥ १ ॥
तैसा समरस जालों । तुजमाजी हरपलों ॥ २ ॥
अग्निकर्पूराच्या मेळीं । काय उरली काजळी ॥ ३ ॥
तुका ह्मणे होती । तुझी माझी एक ज्योती ॥ ४ ॥

'લવણુ – મીઠું પાણીમા મળી ગયુ હવે જુદું શું રહ્યુ? તેમ હે પ્રભો હું તારી સાથે સમરસ થયો તારામા હું સમાઈ ગયો — લોપ પામ્યો — લય પામ્યો અગ્નિ અને કપૂર એ બન્નેનો સયોગ થયા પછી તેની પાછળ કાજળ શાનું રહે? તેમ હું તારામા લય પામ્યો — સમરસ થયો પ્રભો, તારી મારી એક જ્યોત થઈ, હવે જુદાપણું કયા રહ્યુ? દ્વૈત કયા રહ્યુ?'

આવા પ્રકારની તેમની સ્થિતિ થયા પછી તેમને ધન્યતા લાગતા માડી બધી સ્થિતિમા આ સ્થિતિ શ્રેષ્ઠ છે એમ તેમને લાગ્યુ અને જે સાધનથી પોતે આ સ્થિતિ પર આવ્યા તે સાધન પણ સારુ છે, તથા આબાળવૃદ્ધ સ્ત્રીપુરુષ, બ્રાહ્મણથી માડીને અત્યજ સુધી બધાએ તે કરવા જેવુ છે, આમ તેમને લાગ્યા પછી તેઓ કહે છે

घास घालोनी वळवट । झाला कळिकाळासी धीट ।
केली पायवाट । भवसिंधुवरूनी ॥

'દૃઢ કચ્છ મારીને હું કળિકાળ સામે નિર્ભય થયો છુ હવે કળિકાળનો ભય રહ્યો નથી દુસ્તર એવો આ ભવસિંધુ તરવાને હવે કઠણતા રહી નથી મે એના પર પગદડી બનાવી છે — સરળ રસ્તો કર્યો છે' એમ જણાવી તેઓ આગળ કહે છે

यारे यारे लहान थोर । याति भलते नारी नर ।
करावा विचार । नलगे चिंता कोणासी ॥

'અરે આવો, આ રસ્તે તમે બધા ચાલ્યા આવો નાના મોટા, સ્ત્રી પુરુષ, ગમે તે જાતિના હો હીન જાતિના બધા ચાલ્યા આવો હવે ભવસિંધુનો ભય રહ્યો નથી કોઈને એ માટે ચિંતા — વિચાર કરવાની જરૂર નથી'

આવો વિશ્વાસ તેમનામા ઉત્પન્ન થયો. તેમની સ્થિતિ વિશે તેમને ખાતરી થઈ જીવનનું સાર્થક થયુ એમ તેમને લાગ્યુ એ સ્થિતિમા તેઓ કહે છે 'મારી આ સ્થિતિ એટલી ઉત્તમ છે કે તે જોઈને બ્રહ્મજ્ઞાનીના મોમા પાણી છૂટશે તેને એની પ્રાપ્તિ માટે લલચાવીશ મુક્તને પોતાની મુક્ત સ્થિતિ છોડી દેવી જોઈએ એમ લાગશે, તીર્થભ્રમણ કરનારને તીર્થાટન કરવાનું આગ્રહ આવશે. સર્વભોગ અને સ્વર્ગવાસ કરવા લલચાવીશ તપોનિધિનું અભિમાન ગળી જશે, યજ્ઞદાન વગેરે કર્મો કરવાની લાજ આવશે. ભક્તિનું ભાગ્ય, પ્રેમ અને પુરુષાર્થ સાધ્ય કરીશ સહુનો મુખ્ય અર્થ જે આત્મધન છે તે પ્રાપ્ત કરીશ લોકો તરફથી હું પોતાને ધન્ય મનાવીશ અને લોકો કહેશે કે અમારું સદ્ભાગ્ય કે આવા તુકારામનુ અમે દર્શન કર્યું '

સત તુકારામના જીવનમા તેમના પર આવેલા પ્રસગો, તે પ્રત્યેક પ્રસગમાં તેમનુ વૃદ્ધિગત થનારું ચારિત્ર્યતેજ અને સદ્ગુણોનો વિકાસ, દરેક સકટમા ઈશ્વરનિષ્ઠાના બળથી પ્રાપ્ત કરેલો વિજય, લોકો તેમ જ પોતાના મન સાથે તેમનો નિત્ય થનારો સાત્ત્વિક ઝઘડો, પ્રત્યેક નાની મોટી વાતમા જણાઈ આવતી તેમની નિસ્પૃહતા, ઉદાત્તતા, નિર્ભયતા, કોમળતા દૃઢતા, સાધુતા, તેમની વિવેકશીલતા, તેમનો વૈરાગ્ય, અન્યાય જોતા જ તેમના હૃદયમા ઊઠનારો પુણ્યપ્રકોપ, તેમની દયાળુતા, ચિત્તશુદ્ધિ અને ઈશ્વરપ્રાપ્તિની તેમની વ્યાકુળતા, સત્ય-શોધનની તેમની ધગશ, જનહિતની તેમની તીવ્ર ઇચ્છા ઇત્યાદિ મહાન ગુણોથી તેમનુ જીવન ભરેલું છે એ મહાન ગુણોનું કોણ વર્ણન કરી શકે?

ઇતિહાસ લખવાની પ્રથા તે સમયમા ઘણી ઓછી હતી તેથી મહાપુરુષો વિષે પણ પરપરાગત કથાવાર્તા પરથી જ તેમના ચરિત્ર જાણવાની ઇચ્છા પૂરી કરવી પડે છે સત તુકારામના અભગો પરથી જ આ ચરિત્રનું વર્ણન કર્યું છે

કેદારનાથ

# મરાઠી અભંગોની વર્ણાનુક્રમણિકા

# ગુજરાતી અભંગોની વર્ણાનુક્રમણિકા